# ફારસી શાએરોમાંથી ચુંટેલાં ગોહરો.



સંગ્રહ કરનાર

ડાકટર દોસાભાઈ રૂસ્તમજી ધાભર

એલ. આર. સી. પી. એલ. આર. સી. એસ,

વગેરે.

---

મુંબઈ.

ઇ૦ સ૦ ૧૯૨૨.

# પ્રસ્તાવના.



મારી આગળી ચોપડીઓ—હેન્રીફ્રૅાન આફ્રિકનકૅન્ઝ બુદ્દાને કેમ પીછાણતાં શીખ્યો, કગાલ્યત અને માણુસાઈ કાયદાનો ભાગ, ઇટાલ્યન વાર્તા સંગ્રહ—ગુજરાતી વાચકોની સેવામા પ્રગટ થવા પછી ફારસી શાએરોમાથી ચુંટેલાં ગાહને, તેઓ આગળ મુકવાની રજા લેઉં છુ

ફારસી સાહિત્ય ઘણુ બહોળુ અને સુંદર છે તેમાથી કાઇપણુ લેવાનું સહેલુ છે પણ છોડી દેવાનું મુશ્કેલ લાગે છે.

આ ચોપડીની સાકડી હદમા તેને ઇનસાફ આપી શકાયજ નહી માત્ર ગુજરાતી વાચનારાઓને તેનો કાઇ ભાસ મળે એટલીજ ઉમેદ છે. શાએર ફીરદોસીના શાહ-નામામાથી કાઇ લેવાની જરૂર જોઇ નથી, કારણ કે તે દરેક આકારમાં અને સંપૂર્ણ રીતે ગુજરાતીમાં પ્રગટ થયું છે.

આશા છે કે મારી આગળી ચોપડીઓ માફક આ પણ વાંચનારાંઓને પસંદ પડતી થશે, જેથી મને પૂરતો બદલો મળેલો સમજીશ.

ડૉ૦ રૂ. ધાભર.



# ફારસી શાએરોમાંથી ચુંટેલાં ગોહરો.

## શેખ સાદીનાં ગુલસ્તાનમાંથી

**ઝબાન બોરીદહ બકુન્જી નશેસ્તે સમ વ બોકમ**
**બેહ અઝ કસી કે નબાશદ ઝબાનશ અન્દર હોકમ**

જેની જીભ કાપી નાખી હોય તે મુગો બહેરો જેવો ખુણામાં બેસી રહે તે, કોઇ પોતાની જીભને કાબુમાં રાખે નહી તેના કરતાં વધારે સારૂં ગણાય.

**ઝબાન દર દેહાંને એરદમન્દ ચીસ્ત**
**કલીદે દરે ગન્જે સાહેબ હુનર**
**ચુ દર બસ્તે બાશદ ચેદાનદ કસી**
**કે જોહર ફરૂશસ્ત યા પીલેવર**

અક્કલમંદનાં મોંહાડામાં જીભ શું છે? તે હુનરમંદ માણસના ખજાનાની ચાવી છે. જ્યારે દુકાનના દરવાજા બંધ હોય ત્યારે દુકાનદાર ઝવેર વેચનાર છે કે કઠીર વેચનાર તે કોઇ કેમ જાણે?

**અગરચે પીશે એરદમંન્દ ખામોશી અદબસ્ત**
**બ વક્તે મસલત આન બેહ કે દર સોખન કુશી**
**દો ચીઝ તીરેહ અકલસ્ત દમ ફરૂબસ્તન**
**બ વક્તે ગોફ્તન વ ગોફ્તન બ વક્તે ખામુશી**

જોકે દાનાવ માણસની નજરમાં ચુપકીદી વાજબી છે તોપણ ઘટતી રીતે વાતચીતમાં બોલી જાણવું ઠીક છે.

બે ચીજ અક્કલથી ઉલટી છે, બોલવાની વખતે મુગું રહેવુ અને મુગું રહેવાની વખતે બોલવું.

**કનુનત કે એમકાને ગોફતાર હુસ્ત**
**બેગુ અએ બેરાદર બ લોત્ફ વ ખુશી**
**કે ફરદા ચુ પઇકે અજલ દર રસદ**
**બ હોકમે ઝરૂરત ઝબાન દર કશી**

જ્યારે તું હમણાં બોલી શકે તેમ છે તો એ ભાઇ! તું મીઠાસથી ખુશી સાથે બોલ કારણ કે આવતી કાળે મોતનો દૂત આવી પહોંચશે ત્યારે તો જરૂરીઆત તું મુગો બનશે.

**અવ્વલ અન્દીશે વ આનગેહી ગોફતાર**
**પાયે પીશ આયદસ્ત પસ દીવાર**

પેહલાં વિચાર કરવો અને પછી બોલવુ પાયા પહેલા નાખવા પછીજ દિવાળ બંધાય છે.

**જેહાંન અએ બેરાદર નમાનદ બકસ**
**દેલ અન્દર જેહાંન આફરીન બન્દ વ બસ**
**મકુન તકીએ બર મુલ્કે દુન્યા વ પોશત**
**કે બીસીઆર કસ ચુન તો પરવર્દ વ કોશત**
**ચુ આહંગે રફતન કુનદ જાંન પાક**
**ચે બર તખ્ત મોરદન ચે બર રૂયે ખાક**

એ ભાઇ! દુન્યા કોઇ સાથ વફાદારીથી રહી નથી, દુન્યાના પેદા કરનાર તરફ વફાદારી રાખ એટલે બસ થયુ. દુન્યાનાં રાજપાત કે માલ મીલકતપર ભરુસો રાખ ના, કારણ કે તારા જેવા ઘણાઓને તેણે પહેલાં પોષીને પછી ફના કર્યા છે. જ્યારે પવિત્ર જીવ દુન્યા છોડી જવાનો ઇરાદો કરે ત્યારે તખ્ત ઉપર મરવું કે ભોંયપર મરવું સરખુંજ છે.

**ઝનદેહ અસ્ત નાંમે ફરરોખ નોશેરવાંન બઆદલ**
**ગરચે બસી ગુઝશ્ત કે નોશેરવાંન નમાન્દ**
**ખયરી કુન અએ ફલાંન વ ગનીમત શુમાર ઉમર**
**ઝાન પીશતર કે બાન્ગ બરઆયદ ફલાંન નમાન્દ**

નોશેરવાંનનું મુબારક નામ તેના ઇનસાફથી જીવતું રહ્યું છે, જોકે નોશેરવાંનને મરી જવા પછી જમાનાઓ વહી ગયા છે, ફલાનો મરી ગયો એવી બુમ પડે તે અગાઉ ઓ ભાઇ! તું ભલાઇ કરી લે અને જીંદગીને દોલત સમજ.

**આકેબત ગોર્ગઝાદેહ ગોર્ગ શવદ**
**ગરચે બાઆદમી બુઝોરગ શવદ**

આખરે વરૂનું બચ્ચું વરૂજ થશે. જોકે માણસોની વચ્ચે રહેવાનો મરતબો તે પામ્યું હોય.

**ન કુનદ જોરપીશે સુલતાની**
**કે ન આયદ ઝ ગોર્ગ ચુપાંની**
**પાદશાહી કે તરેહ ઝોલ્મ ફકનદ**
**પાયે દીવારે મુલ્કે ખીશ બેકનદ**

જુલમગાર બાદશાહી કરી શકતો નથી કારણ કે વરૂથી ભરવાડનું કામ થઇ શકે નહીં: જે પાદશાહ જુલમનો પાયો નાખે તે પોતાના મુલકની દિવાળ ખણી નાખે છે.

**ચુ અઝુઇ બદર્દ આવોરદ રૂઝગાર**
**દીગર અઝુઆહારા નમાનદ કરાર**
**તો કે અઝ મેહનતે દીગરાંન બીગમી**
**નશાયદ કે નામત નેહન્દ આદમી**

જ્યારે શરિરના કોઇક ભાગને દરદ થાએ છે, ત્યારે બીજા ભાગો દુખમાં ભાગ લએ છે; તું કે જે બીજાનાં દુઃખનો વિચાર કરતો નથી તેને માણુસ કહેવું લાયક નથી.

**વક્તે ઝરૂરત ચુ નમાનદ ગોરીઝ**
**દસ્ત બેગીરદ સરે શમશીરે તીઝ**

જરૂરની વખતે જ્યારે નહાસવાનો માર્ગ રહે નહી, ત્યારે તેજ તલવારની મૂથ, હાથ પકડી લએ છે.

**કસ ન આયદ બઝીરે સાયે બુમ**
**વર હોમા અઝ જેહાંન શવદ મઅદુમ**

કોઇ પણ ધુવડના પડછાયા તળે આવવા માંગતો નથી, સિવાય કે હોમા પક્ષિ દુન્યામાંથી નાશ પામ્યું હોય.

**પરતવે નીકાંન નગીરદ હરકે બુનીઆદશ બદસ્ત**
**તરબીઅતે નાઅહેલરા ચુન ગેરદેગાન બર ગુમ્બદસ્ત**

જેની બુનીઆદ ખરાબ હોય તે ભલાં માણસોથી કાંઇ શીખે નહીં; ગુમ્મજપર અખરોત મુકતાં રૂહે નહીં તેમ નાલાયક માણુસોમાં શિક્ષણ રહી શકતું નથી.

**અગર ઝે બાગે રઇઅત મલેક ખુરદ સીબી**
**બર આરન્દ ગુલામાને ઉ દરખ્ત અઝ બીખ**
**બે પન્જ બીઝે કે સુલતાંન સેતમ રવા દારદ**
**ઝનન્દ લશકરીઆનશ હઝાર મોર્ગ બસીખ**

રઇઅતના બાગમાંથી રાજા એક સપરચંદ ખાય તો તેના ગુલામો આખું ઝાડ થડમાંથી ઉખેડી નાંખે; કોઇના પાંચ ઇંડાં અન્યાયથી રાજા લેએ તો તેનાં લશ્કરનાં માણુસો એક હજાર મરઘી અન્યાયથી લઇ સીખ ઉપર ચઢાવી દએ. (ભુંજી ખાય.)

**ખાહી કે ખુદાએ બર તો બબખશદ**
**બા ખલ્કે ખુદાએ કુન નેકોઇ**

ખુદા તારીપર મહેરબાન થઇ નવાજે એમ ઇચ્છે તો ખુદાની ખલકત સાથ ભલાઇ કર.

**મીસકીન ખર અગરચે બીતમીઝસ્ત**
**ચુન બાર હમી બરદ અઝીઝસ્ત**
**ગાવાન વ ખરાંને બારબરદાર**
**બેહ અઝ આદમીઆંને મરદુમ આઝાર**

આપડું ગધેડું જોકે અક્કલ વગરનું છે તોપણ ભાર ઉંચકે છે તેથી તે પણ પસંદ પડતું થાય છે; પોતાના ભાઇબંધોને દુઃખ દેનાર માણસો કરતાં બોજા ઉપાડનાર બળદો અને ગધેડાં વધારે પસંદ કરવા જોગ છે.

**ગરત ચશ્મે ખુદાબીની બખશન્દ**
**ને બીની હીચકસ આજેઝતર અઝ ખીશ**

ખુદાને પીછાણનાર તું ખરેખર બને, તો કોઇને પણ પોતા કરતાં વધારે કમીનો સમજે નહીં.

**ને બઓશતર બર સવારમ ને ચુન ઓશતર ઝીરે બારમ**
**ને ખુદાવન્દે રઇઅત ને ગુલાંમે શેહરીઆરમ**
**ગમે મોજુદ વ પરીશાનીએ મઅદુમ ન દારમ**
**નફસી મી ઝનમ આસુદે વ ઓમરી બસર આરમ**

હું ઉંટપર સ્વાર થયો નથી કે ખચ્ચર માફક બોજો ઉપાડનાર નથી, કોઇ રૈયતપર હકુમત ચલાવનાર નથી કે કોઈ રાજાનો ગુલામ નથી, હાલના વખતની કે ગયલા વખતની મને પરવા નથી, હું ખુલ્લો દમ લઇ શકું છું, અને સુખચેનથી જીંદગી પસાર કરૂં છું.

**શખ્સી હમે શબ બરસરે બીમાર ગેરીસ્ત**
**ચુન રૂઝ આમદ બેમોર્દ વ બીમાર બેઝીસ્ત**

એક શખ્સ આખી રાત બીમાર પડેલા માટે રડયા કીધો; સહવાર પડતાં તે પોતેજ મરી ગયો અને બીમાર તો જીવતોજ રહ્યો.

ન ગુયદ અઝ સરે બાઝીચે હરફી
કેઝાન પન્દી ન ગીરદ સાહેબે હુશ
વગર સદ બાબે હેકમત પીશે નાદાન
બે ખાનન્દ આયદશ બાઝીચે દર ગુશ.

હસવા મશ્કરીમાં પણ કાંઇક બોલાય તેમાંથીબી અકકલમંદ માણસ કાંઇ શીખી લે, નાદાનની આગળ દાનાઇનાં સો પ્રકરણ વાંચ્યાં હોય તો માત્ર હસવા મશ્કરી જેવુંજ તેને લાગે.

દાની ચે ગોફ્ત મરા આન બુલબુલે સહરી
તો ખુદ ચે આદમી કેઝ ઇશ્ક બીખબરી
ઓશ્તર બશએરે અરબ દર હાલતસ્ત વ તરબ
ગર ઝઓક નીસ્ત તોરા કજ તબે જાનવરી
બઝેકરશ હરચે બીની દર ખરૂશસ્ત
વલી દાનદ દરઇન માએની કે ગુશસ્ત
ને બુલબુલ બર ગુલશ તસ્બી ખાંનસ્ત
કે હર ખારી બતસબીઅશ ઝબાંની અસ્ત

જંગલમાંના બુલબુલે મને શું કહ્યું તે તું જાણે છે? તેણે કહ્યું જ્યારે ખુદાની મહોબત જાણતો નથી તો તું કઇ પ્રકારનું માણસ કહેવાય?

જ્યારે ઉટ આરબનાં ગાયણથી ખુશ બની ખુદાની યાદ થવા સરખી હાલત પ્રાપ્ત કરે છે, તો ખુદાના પ્રેમની લાગણી તારામાં ન હોય તો જાનવરી ખાશીઅતથી પણ ઉતરતો બને છે; જે કાંઇ પણ તું આંખોથી જોય છે તે સર્વ ખુદાની યાદમાં પોકારી રહ્યાં છે, જેને અકકલ હોય તે એ સઘળાંમાંથી અર્થ ઉઠાડી લે. બુલબુલજ કાંઇ તેના ગુલાબપર પ્રેમના ઉભરા કાઢે છે એમ નથી, દરેક કાંટો ખુદાની યાદ કરનારી જીભ છે.

**બ નાને ખુશ્ક કેનાઅત કુનીમ વ જામે વ દલ્ક**
**કે રન્જે મેહનતે ખુદ બેહ કે બારે મેન્નતે ખલ્ક**

અમો સુકી રોટી અને ફકીરી પોશાકપર સંતોષી છીએ, કારણ કે બીજાનાના ઓભારનો ભાર ઉપાડવા કરતાં પોતાનીજ મહેનતનો ભાર ઉપાડવાનું વધારે ઠીક છે.

**મન આન મુરમ કે દર પાયમ બે માલન્દ**
**ને ઝમ્બુરમ કે અઝ નીશમ બે નાલન્દ**
**કુજા ખુદ શોકરે ઇન નઅમત ગુઝારમ**
**કે ઝોરે મરદુમ આઝારી નદારમ**

હું ને કીડી છું કે જેને લોકો પગ તળે કચડે છે, હું ભમરો નથી કે જેનાં ડંખથી લોકો રડે છે, આ બક્ષીસની શોકર ગુજારી હું કેવી રીતે પુરેપુરી કરી શકું કે કોઇને દુખ દેવાનું જોર મારામાં નથી.

**ખુરદન બરાએ ઝીસ્તન વ ઝેકર કરદન અસ્ત**
**તો મઅતકદ કે ઝીસ્તન અઝબેહરે ખુરદનસ્ત**

ખાવાનુ જીવવા માટે અને ખુદાની બંદગી કરવા માટે છે, તું એમજ સમજે છે કે જીવવાનું ખાવા માટે છે.

**તર્કે અહેસાને ખાજેહ અવલાતર**
**કે અહેતેમાલે જફાએ બવ્વાબાન**
**બતમન્નાએ ગોશ્ત મોરદન બેહ**
**કે તકાઝાએ ઝેશ્તે કસ્સાબાન**

શેઠના દરવાનથી જફા ખમવા કરતાં શેઠની મહેરબાની માંગવા નહીં જવું વધારે સારૂં છે; કસાઇના તકાદાઓનું દુખ ખમવા કરતાં માસ ખાધા વિના મરવું વધારે સારૂં છે.

**શુદ ગુલામી કે આબે જુ આરદ**
**આબે જુ આમદ વ ગુલામરા બે બોર્દ**

**દાંમ હુરબાર માહી આવોર્દી**
**માહી ઇનબાર રફ્ત વ દામ બે બોર્દ**
**સઇઆદ ને હુરબાર શેકારી બરદ**
**બાશદ કે યકીરૂઝ પલંગશ બે દરદ**

નદીનું પાણી લાવવાને ગયલા ગુલામને નદીનું પાણી ઘસડી ગયું. જાળ દર વખત માછલી લાવતી હતી, આ વખત માછલી જતી રહી અને જાળ પણ લઇ ગઇ. શેકારી દર વખતજ શેકાર કરી શકતો નથી. કોઇ વાર વાઘ તેનો પોતાનોજ શેકાર કરે છે

**કસ નયાયદ બખાને દરવીશ**
**કે ખેરાજે ઝમીન વ બાગ બેદેહ**
**યા બ તશવીશ વ ગુસેહ રાઝી શવ**
**યા જેગરબંદ પીશે ઝાગ બેનેહ**

તારી જમીનનો અને બાગનો કર આપ એમ કોઇ ફકીરને ઘેર આવી કહેતું નથી, યા તો દુઃખ અને દલગીરી વચ્ચે ધીરજ રાખ યા તો કલેજું કાઢીને કાગડા આગળ ફેંકી દે (દરિદ્રતામાં સબડતો રહે.)

**રાસ્તી મુજબે રઝાએ ખુદાસ્ત**
**કસ નદીદમ કે ગુમ શોદ અઝ રેહે રાસ્ત**

સચ્ચાઇ ખુદાની ખુસી મુજબ છે, કોઇ સચ્ચાઇને માર્ગે જતાં ગુમ થયું નથી.

**તો પાક બાશ બેરાદર મદાર અઝ કસ બાક**
**ઝનન્દ જામે નાપાક ગાઝરાંન બર સન્ગ**

તું પવિત્ર થા, ઓ ભાઈ ! અને કોઇથી ડર નાઃ અપવિત્ર થયેલાં મેલાં કપડાંનેજ ધોબીઓ પથ્થરપર ઝીંખે છે.

**સગ વ દરબાન ચુ યાફતન્દ ગરીબ**
**ઇન ગરીબાનશ ગીરદ આન દામન**

કુતરો અને દરબાન તને બેગાનો અને ગરીબ સમજશે એટલે એક ગળાંમાંથી પકડશે અને બીજો ડગલાની દામન પકડી ઘરની બહારજ રાખશે.

**દઉરાંને બકા ચુ બાદ સહરા બેગોઝશ્ત**
**તલ્ખી વ ખુશી વ ઝેશ્ત વ ઝીબા બેગોઝશ્ત**
**પેન્દાશ્ત સેતમગર કે જફા બરમન કર્દ**
**બર ગરદને ઉ બેમાન્દ વ બરમા બેગુઝશ્ત**

જમાનાનો દોર જંગલમાંથી પવન પસાર થઇ જાય તેમ પસાર થઇ ગયો: કડવાસ અને મીઠાશ, બુરૂં કે ભલું આવ્યું અને ગયું. જુલમગારે ધાર્યું કે તેણે મારીપર જફા ગુજારી, જફા તો તેનીજ ગરદનપર રહી અને મારી ઉપરથી પસાર થઇ ગઇ.

**તા તવાંની દરૂને કસ મખરાશ**
**કે અન્દરીન રાહ ખારહા બાશદ**
**કારે દરવીશે મુસ્તમંદ બરઆર**
**કે તોરા નીઝ કારહા બાશદ**

અને ત્યાંસુધી કોઇનું દિલ દુખવીશ નહીં, કારણ કે એ રસ્તાપર કાંટા પડેલા છે. હાજતમંદ ગરીબ માણસની હાજત ટાળ કારણ કે તને પણ ઘણી હાજતો પડેલી છે.

**શનીદમ કે મર્દાને રાહે ખુદા**
**દિલે દુશમનાન હમ ન કરદન્દ તન્ગ**
**તોરા કએ મુયસ્સર શવદ ઇન મુકામ**
**કે બા દોસ્તાંનત ખેલાફસ્ત વ જન્ગ**

મેં સાંભળ્યું છે કે ખુદાનો માર્ગ પસંદ કરનારાંઓ દુશ્મનોનું પણ દિલ દુખવતાં નથી, તને તો દોસ્તો સાથે પણ બાઝતું નથી તો શત્રુ તરફ ઉદાર વૃત્તિ રાખવાનું ઉમદાપણું કેમ પામે?

**ચે કુનદ ઝોરમંદ વાઝુન બખ્ત**
**બાઝુએ બખ્ત બેહ કે બાઝુએ સખ્ત**

કમ ભાગ્યના જોરાવર માણસ નાચાર છે; શરિરની મજબુત બાજુ કરતાં નસીબની મજબુત બાજુ વધારે સારી છે.

**ચે ખુશ બાશદ આવાઝે નર્મ વ હઝીન**
**બગુશે હરીફાંને મસ્તે સબુહ**
**બેહ અઝરૂયે ઝીબાસ્ત આવાઝે ખુશ**
**કે ઇન હેઝે નફ્સસ્ત વ આન કુતે રૂહ**

નરમ અને ગમગીન અવાજ સઠવારનાં ખુદાની યાદમાં ચકચુર થયલાઓને કેવો ખુશ લાગે છે ! સુંદર ચહેરા કરતા દિલખુશ અવાજ વધારે સારો છે, કારણ કે એક શરિરીક મોજ છે અને બીજો આત્માનો ખોરાક છે

**રેઝક હરચન્દ બીગુમાન બેરસદ**
**શર્તે અકલ અસ્ત જસતન અઝ દરહા**
**વરચે કસ બીઅજલ ન ખાહદ મોર્દ**
**તો મરવ દર દેહાંને અઝદહા**

જોકે રોજી બેશક કોઇને કોઇ રીતે મળે છે, તોપણ તેને શોધવાની કોશેશ કરવાનું અકકલ પસંદ છે. કોઇ મોત આવ્યા વગર મરતો નથી તોપણ તું જાણી જોઇને અજદાહના મોહડાંમાં ના જા.

**ચુ પરખાશ બીની તહામુલ બેયાર**
**કે સેહલી બે બનદદ દરે કારઝાર**
**બ શીરીન ઝબાંની વ લોતફો ખુશી**
**તવાની કે પીલી બમુઇ કશી**
**લતાફત કુન આનજા કે બીની સતીઝ**
**નબોરરદ કેઝે નર્મરા તીગે તીઝ**

જ્યારે કજીઓ થવાનો સંભવ જોય ત્યારે તે અટકાવવાનો વિચાર ચલાવ, કારણ કે શરૂઆતમાં તે સહેલથી અટકાવી શકાય; મીઠી જબાન, અને માયાળુપણાંથી એક હાથીને પણ બાલ વડે ખેંચી શકશે. જ્યા પણ કજીઓ જોય ત્યાં નરમાસ પકડ, કારણ કે નરમ રેસમને તેજ તલવાર કાપી શકતી નથી.

**મુરચગાનરા ચુ બુવદ એતફાક**
**શીરે ઝીઆનરા બે દરાનન્દ પોસ્ત**

કીડીઓને પણ ટક મળે ત્યારે વિક્રાળ સિંહનું ચામડું ખાઈ નાંખે છે.

**ચે ખુરદ શીરે શરઝેહ દર બુનગાર**
**બાઝ ઓફતાદેરા ચે કુત બુવદ**
**ગર તો દર ખાંને સઇદ ખાહી કર્દ**
**દસ્ત વ પાયત ચુ અન્કબુત બુવદ**

ગુફામા જોરાવર સિંહ શું ખાવાનું મેળવે ? પછવાડ પડલાને ખાનુ કેમ મળે ? જો તું ઘરમાં બેઠા બેઠા શિકાર કરવા માંગતો હોય તો તારા હાથ પગ કરોળિઆના જેવા જોઇએ.

**ગેહ બુવદ કેઝ હકીમે રોશન રાએ**
**બર નઆયદ દરોસ્ત તદબીરી**
**ગાહ બાશદ કે કુદકી નાદાન**
**બગલત બર હદફ ઝનદ તીરી**

કોઇવાર રોશન અકકલ ધરાવનાર દાનાવ માણુસ ગોટું ખાઇ જાય, અને વળી કોઇવાર એમ પણ બને કે અનુભવ વિનાનો નાદાન છોકરો અકસમાતથી બરાબર નિશાનપર તીર મારે.

**આઝ બે ગુઝાર વ પાદશાહી કુન .**
**ગરદને બીતમએ બુલન્દ બુવદ**

લોભ છોડ અને તું પાદશાહજ છે, લોભ વગરનાની ગરદન ઉંચી રહે છે.

**અગર નાદાન બ વહેશત સખ્ત ગુઇઅદ**
**ખેરદમન્દશ બનર્મી દેલ બેજુયદ**
**દો સાહેબદેલ નેગેહદારન્દ મુઇ**
**હમીદુન સરકશી વ આઝરમ જુઇ**
**વગર દર હરદો જાનેબ જાહેલાનન્દ**
**અગર ઝનજીર બાશદ બેગોસ્લાનન્દ**

જો કોઇ અજ્ઞાન માણુસ જંગલીપણે અસભ્યતાથી સખત શબ્દો ઓચરે તો એક ડાહ્યો શખસ તેનો નરમાસથી જવાબ આપી તેનું મગજ ઠેકાણે લાવે; બે ડાહ્યા માણસો સંભાળ રાખી એક વાળ પણ તુટવા દેશે નહીં તેજ પ્રમાણે એક માથાનો ફરેલો અને બીજો નરમ સ્વભાવનો હોય તો સમાધાની જળવાઇ રહે, પણ બંને અડભંગ હોય તો (પોતા વચ્ચે ખેંચતાણ કરી) સાંકળ તોડી કાઢશે.

**યકી કર્દ બીઆબરૂઈ બસી**
**ચે ગમ દારદ અઝ આબરૂએ કસી**

કાઇને ઘણો બેઆબરૂ કરવામાં આવે. તે બીજાનાં આબરૂ માટે શું દરકાર રાખે ?

**હીચ સીકલે નેકુ નદાનદ કર્દ**
**આહનીરા કે બદગોહર બાશદ**

લોખંડ જે હલકી ધાતુ છે તેને સારી સીકલ આપી શકાતી નથી.

**અગર સદ અએબ દારદ મર્દ દરવીશ**
**રફીકાંનશ યકી અઝ સદ નદાનન્દ**

**વગર યક નાપસંદ આયદ ઝેસુલતાન**
**ઝે અકલીમી બઅકલીમી રસાનન્દ**

ફકીર સો એબવાળો હોય તોપણ તે સોમાંની એક તેના દોસ્તોનીબી જાણમાં આવે નહીં, પણ જો પાદશાહ એકજ પસંદ ન પડે એવું કામ કરે તો દેશેદેશ તેની વાત ફરી વળે.

**હરકે દર ખુરદીશ અદબ નકુની**
**દર બુઝોરગી ફલાહ અઝુ બરખાસ્ત**
**ચુબે તરરા ચનાનકે ખાહી પીચ**
**નશવદ ખુશ્ક જોઝ બઆતશ રાસ્ત**
**હરાન તેફ્લ કુ જોરે આમોઝગાર**
**ને બીનદ જફા બીનદ અઝ રૂઝગાર**

જેને બચપણમાં સારી રીતભાત શીખવે નહી તે મોટી ઉમ્મરે સલુક વગરનુંજ રહેશે; લીલી ડાંખલીને જેમ ઇચ્છે તેમ વાળી શકે; સુકી ડાંખલી આતશની ગરમીથીજ સીધી થઇ શકે; જે બાળક શિક્ષકની ઘટતી સખતાઇ અનુભવી ન હોય, તે દુન્યામાં હાડમાર થતું રહે.

**બર બન્દેહ મગીર ખશમ બીસીઆર**
**જોરશ મકુન વ દેલશ મઆઝાર**
**ઉરા તો બ દેહ દેરમ ખરીદી**
**આખેર ને બકુદરત આફરીદી**
**ઇન હોકમ વ ગરૂર વ ખશમ તાચન્દ**
**હસ્ત અઝતો બુઝોર્ગતર ખુદાવન્દ**

ગુલામ ઉપર ઘણો ગુસ્સો ના કર, જુલમથી તેનું દિલ દુ:ખી ના કર, તેને તેં દસ દેરમે ખરીદયો છે, તેં કાંઇ તેને પેદા કીધો નથી; તારી હાકમી, મગરૂરી અને ગુસ્સો કયાં સુધી ચાલનાર છે, જાણ કે ખુદા તારો પણ સાહેબ છે.

**એલમ ચનદાનંકે બીશતર ખાની**
**ચુન અમલ દરતો નીસ્ત નાદાની**
**ને મોહકેક બુવદ ન દાનેશમંદ**
**ચારપાએ બરઉ કેતાબી ચન્દ**
**આન તેહી મગઝરા ચે એલ્મોખબર**
**કે બર ઉ હીઝમસ્ત યા દફતર**

વિદ્યા ગમે એટલી ભણે, પણ શિક્ષણ પ્રમાણે કરી ન બજાવે તો તુ નાદાનજ છે, ચાર પગવાળું પસુ જેપર થોડીક ચોપડીઓ લાધી હોય તે કાંઇ વિદ્વાન કે દાનેશમંદ નથી. એવો ખાલી મગજનો વિદ્યા કે ખબરદારી શુ ધરાવી શકે, જ્યારે તેની પીઠપર લાકડાં છે કે ચોપડીઓ, તેટનુ પણ જાણતો નથી.

**ન શાયદ બની આદમ ખાકઝાદ**
**કે દર સર કુનદ કબર વ તુન્દી વ બાદ**
**તોરા બા ચનીન તુન્દી વ સરકશી**
**નેહ પેન્દારમ અઝ ખાકી અઝ આતશી**

આદમીનું બચ્ચું જે ખાકમાંથી પેદા થયું છે, તેણ મગરૂરી, તુંદાઇ અને પવન માથાંમાં રાખી ફરતું ન જોઇએ, એની તુંદાઇ અને ગરમ મીજાજઉપરથી તો ખાકમાથી નહી પણ આતશમાંથી તુ સરજાએલો હુ માનુ છે.

**તરહમ બર પલન્ગે તીઝ દન્દાન**
**સેતમગારી બુવદ બર ગુસ્ફન્દાન**

નિક્ષણુ દાંતવાળા ફાડી ખાનારા વાઘપર દયા કરવી તે નિર્દોષ પસુઓપર જુલમ કરવા બરોબર છે.

**દરે ખુરમી બર સરાઇ બેબન્દ**
**કે બાન્ગે ઝન અઝવએ બર આયદ બુલન્દ**

જે ઘરમાંથી આનો કીકીઆરી ભરેલો મોટો અવાજ સંભળાય તે ઘરના દરવાજા ખુશી ખુરમી સામે બંધ મુકેલા જાણુ.

**ચુ બાસેફુલે ગુઇ બલોન્દો ખુશી**
**ફેઝુન ગરદદશ કબર વ ગરદનકશી**

હલકત માણુસ સાથ મિઠાશ અને નરમાસથી વાત કરતાં, તેને પોતા માટે મોટો વિચાર અને મગરૂરી વધે છે.

**આનકે દર રાહત વ તનઅમ જીસ્ત**
**ઉ ચે દાનદ કે હાલે ગોરસ્ને ચીસ્ત**
**હાલે દરમાન્દેગાન કસી દાનદ**
**કે બાઅહેવાલે ખીશ દરમાનદ**

જે એશઆરમ અને સુખમાં મોટો થયો હોય તે ભુખ્યાની વાત શું જાણે? જેનીપર દુઃખ પડેલું હોય તેજ દુઃખ્યાની વાત જાણે.

**અએ બનામુસ જામે કરદે સપીદ**
**બેહરે પેન્દારે ખલ્ક વ નામે સીઆહ**
**દસ્ત કુતાહ બાયદ અઝ દુન્યા**
**આસ્તીન ચે દરાઝ વ ચે કુતાહ**

લોકોને દેખાડવાને સફેદ ધોતાં કપડાંમાં ફરનારા! તારૂં દિલતો કાળું છે; દુનિયાના લોભ તરફ તારો હાથ ટુંકો જોઇએ, બાંય લાંબી કે ટુંકી હોય તો ફિકર નહીં.

**કુતેહ ન કુનમ ઝ દામનત દસ્ત**
**વર ખુદ બેઝની બતીગે તીઝમ**
**બાદ અઝતો મલાહઝ વ મલજાએ નીસ્ત**
**હમ દર તો ગોરીઝમ અર ગોરીઝમ**

તિક્ષણ તલવાર મારીપર ઉંચકે તોપણ હું તને છોડું નહીં; તારા સિવાય કેઠે બીજે ઠેકાણે મારો આશરો છેજ નહીં. નાસું તો તારી અંદર નાસું.

**ન રવદ મોર્ગ સુએ દાને ફુરાઝ**
**ચુન દીગર મોર્ગ બીનદ અન્દર બન્દ**
**પન્દ ગીર અઝ મસાયબે દીગરાન**
**તા નગીરન્દ દીગરાન બતો પન્દ**

જ્યારે એક પક્ષિને જાળમાં સપડાએલું જોય ત્યારે બીજું તેમાં દાણા ખાવા જાએ નહી. બીજાંઓપર જે કાંઇ વીત્યું હોય તેપરથી શીખ, નહીં તો તારીપર જે કાંઇ વીતશે તેથી બીજાંઓને શીખવાનું મળશે.

**તો બર અઓજે ફલક ચેદાની ચીસ્ત**
**ચુન નદાની કે દર સરાએ તો કીસ્ત**

આસ્માનપર શું બને છે તે કેમ જાણે જ્યારે તારા ઘરમાં શું બને છે તે જાણતો નથી.

**અઝ સોહબતે દોસ્તી બેરન્જમ**
**કે અખલાકે બદમ હોસન નમાયદ**
**અયબમ હોનર વ કમાલ બીનદ**
**ખારમ ગુલ વ યાસમીન નમાયદ**
**કુ દુશ્મન શોખ ચશ્મ બીબાક**
**તા અએબે મરા બમન નમાયદ**
**હુરાન કસ કે અયબશ ન ગુયન્દ પીશ**
**હોનર દાનદ અઝ જાહેલી અએબે ખીશ**

દોસ્તોની સોહબતથી હું કંટાળ્યો છું, કારણ કે મારી ખરાબ ખાશીઅતને સારીજ દેખાડે છે, મારી એબને હુનર અને પ્રવિણતા જેવી જોય છે, મારા કાંટાને ગુલાબ અને ચમેલી કહે છે; કયાં છે પેલો શોખ ચશમ ડર વગર ખુલ્લું કહેનારો શત્રુ કે મારી એબ અથવા ખાંમી દેખાડી આપે; જે શખ્સને તેનાં મહોંડાપર તેની ખામી નહી દેખાડવામાં આવે તે કમસમજથી પોતાની એબને હુનર માની લએ.

———:o:———

# શેખ સાદીનાં બોસ્તાનમાંથી.

**હરે મઆરફ્ત દીદ આદમી અસ્ત**
**કે બેકોશાદ બર આસ્માન વ ઝમીન અસ્ત**

ખુદાની પીછાણથી માણસની આંખ ઉઘડે છે અને આસમાન તથા જમીનનં પરતું સઘળું તે જાણી શકે છે.

**ચુ સાદી કે ચન્દી ઝબાન બસ્તે બુદ**
**ઝે તાને ઝબાન આવરાન રસ્તે બુદ**

સાદીએ ચુપકીદી જાળવી રાખી તો લોકોના તાણામીહના ખમવાથી છુટો રહ્યો.

**કસી ગીરદ આરામે દેલ દર કેનાર**
**કે અઝ સોહબતે ખલ્ક ગીરદ કેનાર**

જે કોઇ દુનિયાદાર લોકોથી દુર રહે છે, તેનું દિલ શાંત અને આરામ ભરેલું રહે છે.

**પસ અઝ મા હમીન ગુલ દેહદ બોસ્તાન**
**નશીનન્દ બાયકદીગર દોસ્તાન**

આપણ મરી જવા પછી બાગમાં એનાંએજ ફુલો ઉગતાં રહેશે અને મિત્રો એક બીજા સાથે બેસતા રહેશે.

**મકુન પીશે દીવાર ગીબત બસી**
**બુવદ કે અઝ પસશ ગુશ દારદ કસી**

દિવાળ આગળ નિંદા કરીશ નહી, કદાચ દિવાળ પછવાડે કોઇ સાંભળનાર હશે.

**કઝા કેશ્તી આન જા કે ખાહદ બોર્દ**
**વગર નાખોદા જામે બર ખુદ દરદ**

વહાણ ચલાવનાર વહાણને તેને ઠેકાણે લઇ જવાની કોશેશમાં પોતાના કપડાં ચીરી પીખી નાખે તોપણ કજા લઇ જશે ત્યાંજ જવાનું.

**મકુન સાદીઆ દીદ બર દસ્તે કસ**
**કે બખશન્દે પરવરદીગારસ્ત વ બસ**

એ સાદી! કોઇની મહેરબાની શોધ ના, પરવરદેગાર બખશનાર છે તેજ બસ છે.

**બરૂઝે અજલ નીઝેહ જવશાન દરદ**
**ઝે પીરાહન બીઅજલ ન ગુઝરદ**

મોત આવી પુગે તો ભાલો બખતર પણ ફોડી તેને માટે રસ્તો કરી આપે, જેનું મોત હજી આવ્યું નથી તેનાં દિલપરનાં કપડાંમાંથી પણ ભાલો પસાર થઇ શકતો નથી.

**તવાન પાક કરદન ઝે ઝન્ગ આઇને**
**વલીકિન નબાશદ ઝે સન્ગ આઇને**

આરસીપરનો મેલ કાઢી તેને સાફ કરાય, પણ પથ્થરમાંથી આરસી તો બનાવી શકાશેજ નહીં.

**ઝે વેહશી નયાયદ કે મરદુમ શવદ**
**બસઇ અન્દર વ તરબીઅત ગુમ શવદ**

જંગલી જાનવર જેવાંને માણસાઇપણું શીખવી શકાય નહીં, તેનીપર શિક્ષણની સઘળી કોશેશ રદ છે.

**બઝાઅત બચન્દાનકે આરી બરી**
**વગર મુફલેસી શરમસારી બરી**

ગજવામાં પૈસા હોય તે પ્રમાણે બજારમાંથી માલ ખરીદાય, પણ પૈસા વગર ખાલી હાથે શરમીંદું થવું પડે; (તેમજ જેટલી તારી ભલાઇ તેટલીજ પેલી દુન્યાનો માલ ખરીદનારી તારી દોલત છે.)

**કલમ સરે સુલતાન ચે નેકુ નેહોફ્ત**
**કે તા કાર્દ બર સર નબુદશ નગોફ્ત**

બાદશાહની છુપી વાત કલમે એવી સારી રીતે છુપાવી રાખી કે જ્યાં સુધી છરી તેના માથાપર ફરી નહીં ત્યાં સુધી કાંઇજ બોલી નહીં.

**બનોત્કસ્ત વ અકલ આદમીઝાદે ફાશ**
**ચુ તુતી સુખનગુઈ વ નાદાન મબાશ**

અકકલથી અને વાચાથી માણસનું બચ્ચું છે એમ જાહેર થાય છે, તું પોપટ માફક બકબક કરનારો અને નાદાન ના થા.

**બગરદનબર અઝ જોરે દુશમન હોસામ**
**બેહ અઝ શનઅતે શાહેર વ જુશે અવામ**

શહેરના લોકોના તાંનાટપલા અને અનાડી આમ લોકોના બુમબરાડા સાંભળવા કરતાં શત્રુની તલાવાર નીચે ગર્દન આવે તે ભલું કહેવાએ.

**કસીરા કે નાંમ આમદ અન્દર મેયાન**
**બનીકુતરીન નામ વ નયતશ બેખાંન**

જ્યાં કોઇનાં નામ અને આબરૂની વાત હોય ત્યાં બનતાં લગી સારો અર્થ ઉકે અને તે હલકો ન પડે એવી રીતે બોલ.

**ગનીમત શોમારન્દ મરદાન દુઆ**
**કે જઓશન બુવદ પીશ તીરે બલા**

કોઇની ભલી દુઆ દોલત જેવી ગણાય કે જે બલાનાં અને આફતનાં તીર સામે બખતર પેરે બચાવ કરે.

**ચુ મસ્તુર બાશદ ઝને ખુબ રૂઇ**
**બદીદારે ઉ દર બેહશ્તસત શુઇ**

સુંદર સ્ત્રી પાક દામન, પતિવ્રતા હોય તો તેના ભરથાર તેને જોઇ પોતે બેહસ્તમાં હોય એવો આનંદ પામે છે.

**ઝે બીગાનેગાન ચશ્મે ઝન કુર બાદ**
**ચુ બીરૂન શોદ અઝ ખાને દર ગુર બાદ**

સ્ત્રીની આંખો પોતાના પતિ સિવાય પરાયાઓ તરફ બંધ રહેજો, પોતાના ધણી સિવાય બીજાનું ઘર તે તેની ગોર માત્ર છે.

**તા રૂઇ અઝ પરસ્તીદને હક મપીચ**
**બહુલ તા નગીરન્દ ખલ્કત બહીચ**

ખુદાની બંદગીથી મોહડું ના ફેરવ, દુન્યાથી ફેરવ, કે જેથી લોક આગળ તું કશી કિમ્મત વગરનો થઇ પડશે નહીં.

**ચુ રાઝી શોદ અઝ બન્દ યઝદાને પાક**
**ગર ઇનહા ન ગરદન્દ રાઝી ચે બાક**

જ્યાં પાક ખુદાતાલા પોતાના બંદાથી ખુશી થાએ તો પછી બીજાંઓ ખુશી ન થાએ તો શું ફિકર છે.

**ચુ પનજા સાલત બીરૂન શોદ ઝેદસ્ત**
**ગનીમત શમોર પન્જ રૂઝીકે હસ્ત**

જ્યારે પચાસ વર્ષની તારી ઉમર થઇ ગઇ તો જે પાંચ દિવસ રહ્યા હોય તેને દોલત માફક ગણ.

**બુઝોરગાન ચુ ખુર દર હજાબ ઓફતન્દ**
**હસુદાન ચુ અખગર દર આબ ઓફતન્દ**

બુઝોરગ મોટાં દિલનાં માણસો સૂર્ય વાદળે ઢંકાય તેમ પડદા પાછલ છે, અદેખાઓ પાણીમાં આતશની ચિંગારી માફક પડી બુઝાઇ જાય છે.

**દેલ અઝ બીમોરાદી બફૂરકત મસુઝ**
**શબ આબસ્તનસ્ત અએ બેરાદર બરૂઝ**

દિલને નાઉમેદીથી બાલ્યા નાકર, અંધારી રાત ગર્ભિત છે, બીજો દિવસ રોશનીવાળો અને સારો આવશે.

**ને પયવસ્તે રેઝ ખુશેતર દેહદ**
**ગેહી બર્ગ રીઝદ ગેહી બર દેહદ**

દરાખનો રોપો હમેશાં દરાખજ આપતો નથી કોઇવાર તેપરથી પાંદડાં ખરે છે અને કોઇવાર ફળ આપે છે.

**જવાહેર બ ગન્જીનેદારાન સેપાર**
**વલી રાઝરા ખીશતન પાસ દાર**

ખજાનચીને જહવેરાત જાળવવાનું સોંપ પણ તારો પોતાનો ભેદ ભરમ તું પોતેજ જાળવી રાખ.

**સુખન તા નગુઇ બર ઉ દસ્ત હસ્ત**
**ચુ ગોફ્તે શવદ યાબદ ઉ બર તો દસ્ત**

જે શબ્દ બોલાયો ન હોય તે પર તારો કાબુ છે. બોલાયો કે તેના કાબુ તળે તુંજ મુકાય છે.

**ચુ પાક આફ્રીદત બહોશ બાશ વ પાક**
**કે નન્ગ અસ્ત નાપાક રફ્તન બખાક**

ખુદાએ તને પવિત્ર પેદા કીધો છે તો હુશીઆરી રાખી પવિત્રાજ રહે, મરણ વખતે અપવિત્ર બનેલો ભોંયમાં દટાય તો શરમ ભરેલું કહેવાય.

**ખુનક નીક બખ્તી કે દર ગુશેહ**
**બદસ્ત આરદ અઝ મઆરફત તોશેહ**
**બર આનાન શોદ સરેહક આશકાર**
**ન કરદન્દ બાતેલ બર ઉ અખ્તીયાર**
**વલીકેન ચુ ઝુલમત નદાનદ ઝે નુર**
**ચે દીદારે દીવશ ચે રોખસારે હુર**
**તો ખુદરા અઝઆન દર ચેહ અન્દાખ્તી**
**કે ચેહરા ઝે રેહ બાઝ ન શનાખ્તી**

આશીરવાદ ભરેલો તે શખ્સ કે જે એકાંત ખુણામાં બેસી ખુદાની બંદગીથી તેની પીછાણ કરે. તેઓ ખુદાનો ભેદ પામે છે અને કશું રદ બાતલ જેતું તેઓપર કાબુ મેળવી શકતું નથી. પણ જો અંધારાં અને રોશની વચ્ચેનો તફાવત ન જાણે તો પછી તેવાની આગળ દોજખના દેવની બદસુરતી કે બહેસ્તની પરીની ખુબસુરતી બધું એકજ છે. તું ખાડામાં પડયો કારણ કે ખાડો કયાં છે અને રસ્તો કયાં તે જાંણી શકયો નહીં.

**મકુન આજે બર ખીશાતન કારે સખ્ત**
**કે બદખુઇ બાશદ નેગુનસાર બખ્ત**

ઓ શેઠયા ! તું પોતા માટે મુશ્કેલી ઉભી કર ના, કારણ કે ખરાબ ખસલતનો માણસ ખરાબ નસીબનો બને છે.

**ચુ ખુદરા કવી હાલ બીની વ ખુશ**
**બશુકરાંને બારે ઝઇફાન બેકશ**

જ્યારે પોતાને જોરાવર અને સારી સ્થીતિમાં મુકાએલો જોય ત્યારે ખોદાનો આભાર માની નાતવાનો અને ગરિબોના ભાર ઉપાડી લે.

**બેહુ અઝમન કસ અન્દર જેહાંન અએબે મન**
**નદાનદ બજોઝ આલમઉલગએબે મન**

બાતેનને જાણનાર ખુદા સિવાય દુન્યામાં કોઇ પણ બીજો, મારી એબ કે ખાંમી મારા કરતાં વધારે સારી રીતે જાણતો નથી.

**દરૂન જાએ ઝેકરઅસ્ત વ કુત વ નફ્સ**
**તો પેન્દારી અઝ બેહરે નાન અસ્ત વ બસ**

માણસનાં શરિરની અંદર બંદગી કરવાની અને વિચારની આત્મિક શકિતની જગ્યા છે તું એમજ માને છે કે અંદરખાનું ખોરાક ભરવા માટેજ છે.

**કેનાઅત કુન અએ નફ્સ બર અન્દકી**
**કે સુલતાન વ દરવીશ બીની યકી**
**ચેરા પીશે ખુસરૂ બ ખાહેશ રવી**
**ચુ યકસુ નેહાદી તમે ખુસરૂઇ**
**વગર ખુદ પરસ્તી શેકમ તબ્લે કુન**
**દરે ખાંને હનો આન કેબ્લે કુન**

ઓ જીવ ! થોડાંપર સંતોષ પકડ એટલે તારે મનથી બાદશાહ અને ફકીર એક સરખાજ લાગશે, શામાટે બાદશાહ આગળ કાંઇ માગવા જાય છે, લોભ એક તરફ મેલે તો તું

પોતેજ બાદશાહ જેવો છે, પણ જો ખાધાપીધા વગેરેનો લોભજ રાખે તો તારાં પેટને તબલો અથવા ઢોલ બનાવ અને ઘરેઘર ફરતો રહી તેને પોતાની બંદગીની જગ્યા બનાવ.

**ફરૂતન બુવદ હુશમંદે ગુઝીન**
**નેહદ શાખે પૂર મીવેહ સર બર ઝમીન**

ફળથી ભરાએલી ડાંખલી જમીન તરફ વાંકી વળી જાય છે તેમ અકકલવાળો માણસ નમનતાઇ પકડી વાંકો વળે છે.

**ન ગોફ્તન્દ બામન બસખ્તી બસી**
**કે મન સખ્ત ન ગેરફતમી બર કસી**

મને લોકો ઝાઝા કડવા સખુનો બોલતાં નથી કારણ કે હું પણ કોઇને સખત કડવા શબ્દો કહેતો નથી.

**ને બીની કે અઝ ખાકે ઓફ્તાદે ખાર**
**બેરૂયદ ગુલ વ બેશેગોફદ બહાર**

જોતો નથી કે જમીનનાં નીચાણમાંથી ફુલોથી ભરેલા બાગો ખીલી નીકળે છે. (એવી નમ્રતાની અસર સુશોભિત છે.)

**બચશ્મે કસાન દર નયાયદ કસી**
**કે અઝ ખુદ બુઝોરગી નમાયદ બસી**

જે મોટાઇ દેખાડે અને પોતાને મોટા સમજે તે શખસ કોઇની નજરમાં પસંદ પડતો કે મોટા મરતબાનો દેખાતો નથી.

**મકુન બા બદાન નીકી અએ નીકબખ્ત**
**કે દર શુરેહ નાદાન નેશાનદ દરખ્ત**

ભુંડાંઓ સાથે ઓ નેકબખ્ત! ભલાઇ કર ના; ખારી જમીનમાં કમઅકકલ માણસજ ઝાડ રોપે.

**ગર ઇનસાફ ખાહી સગે હકશનાસ**
**બ સીરત બેહ અઝ મરદુમે નાસેપાસ**

ઇનસાફથી જોતાં વફાદાર કુતરૂં, બેવફા માણસ જે કોઇનો આભાર ન જાણે તે કરતાં ચઢતી ખાસીઅતનું છે.

**નપેનદાર ગર સેફૂલે કારૂન શવદ**
**કે તબે લીમશ દીગરગુન શવદ**

એમ ધારતો ના કે કંજુસ, કારૂનના જેટલો ખજાનો ધરાવે તેથી તેની કંજુસાઇની હલકી ખાશીઅત ફેરવાઇ જશે.

**વજુદશ ગેરફતારે ઝેનદાને ગુર**
**તનશ તામે કરમ વ તારાજે મુર**

તેનું શરિર ગોરનાં કેદખાનામાં બંધ પડયું હતું, કીડાનો ખોરાક થયું, અને કીડી તેને તારાજ કરતી હતી.

**તને મા શવદ નીઝ રૂઝી ચુનાન**
**કે બરવય બે સુઝદ દેલે દુશ્મનાન**

આપણું શરિર પણ એક દિવસે એવું બનશે કે શત્રુનું દિલ તે જોઇને બળશે (અને તે ઝારઝાર રડી પડશે).

**બેયા તા બરઆરીમ દસ્તી ઝે દેલ**
**કે નતવાન બરઆવોર્દ ફર્દા ઝેગેલ**
**બફસલે બેઝાન દર નબીની દરખ્ત**
**કે બીબર્ગ માનદ ઝે સરમાઇ સખ્ત**
**બર આરદ તેહી દસ્તહાએ નયાજ**
**ઝે રેહમત નગરદદ તેહી દસ્ત બાઝ**
**મપેન્દાર અઝ ઇન દર કે હરગેઝ ન બસ્ત**
**કે નાઉમીદ ગરદદ બર આવોર્દે દસ્ત**

આવ આપણે હાથો (ખુદાની બંદગીમાં) ઉંચા ધયેં કારણ કે આવતી કાળે ભોંયમાંથી ઉંચા કરી શકશું નહીં. પાનખર રૂતુમાં ઝાડો શિયાળાની સખતાઇથી પાંદડાં વગરનાં જોશે, તેમના ખાલી હાથો (ડાંખલીઓ) અરજ ગુજારતા આકાશ તરફ ઉંચા જોશે, ખુદાની રેહેમથી તેઓ ખાલી હાથના ન રહેતાં પાંદડાંવાળાં બનેલાં જોશે. ખુદાના દરવાજા જે કદી બંધ રહેતા નથી ત્યાં ઉંચા હાથો કરી અરજ ગુજારનાર નાઉમેદ થઇ પાછો ફરશે એમ ધારતો ના.

———:o:———

# દીવાને હાફેઝમાંથી.

એહદહુ સાકી આન જોહર રૂહ રા
દવાએ દીલે રીશ મજરૂહરા
કે દએોરાન ચુ જામ અઝ કફે જમ રબુદ
અગર આલમી બાશદશ ઝાંન ચે સુદ
ચુ બુનીઆદે ઉમર અસ્ત નાપાએદાર
બ નકદ ઈન નફસરા ગનીમત શુમાર
કસીરા કે દસ્તત રસદ દસ્તગીર
કે ફરદા હુમાન બાશદત દસ્તગીર
શેહે દાદ ગોસ્તર કે નાગેહુ બેમોર્દ
નેગર અઝે બેરાદર કે બા'ખુદ ચે બોર્દ
તા નીઝ આનચે કારી હુમાન બેદરવી
ચનાન કાઆમદી બાઝ બીરૂન રવી
રેહાઈ નયાબદ કસ અઝ મોરતે ખાક
કે બર ખાક નશેસ્તસ્ત અઝ દસ્તે પાક.

ઓ સાકી! પેલું જહવેર માફક ચળકતું પાણી મને આપ કે જે જખમી થયલાં દિલની દવા છે. જ્યારે કાળ ચકકરે જમશેદ જેવા પાદશાહના હાથમાંથી તમામ દુનિયા દેખાડનારી 'જામ' છીનવી લીધી તો પછી દુનિયા તેને માટે રહે તેમાં શું લાભ? જ્યારે જીંદગીનો પાયો લુલો છે, અને કોઇ પણ પળે મરવાનું છે તો ચાલતા એક દમને દોલત સમજ; જેને તારાથી મદદ થઇ શકે તેને મદદ કર કે આવતી કાળે તે પણ તને મદદ કરનારો થાય; સર્વને ન્યાય આપનારો પાદશાહ એકાએક જેહાંનથી ઉડી ગયો, તે ઓ ભાઇ! જો કે સાથે શું લઇ ગયો? તું રોપશે તેવો પાક ઉતરશે; જેવો આવ્યો તેવોજ જવાનો; એક મુઠ્ઠી ખાકનો પાક ખુદાતાલાના હાથે જે બન્યો છે, તેને ખાકમાં જવા સિવાય છુટકો નથી.

**મતરબ ખુશનવા બેગુ તાઝેહ બ તાઝેહ નવ બ નવ**
**બાદે દેલકુશા બેજુ તાઝેહ બ તાઝેહ નવ બ નવ**
**બાસનમી ચુ લઅબતી ખુશ બેનશીન બ ખેલવતી**
**બુસે સેતાન બ આરઝુ તાઝેહ બ તાઝેહ નવ બ નવ**
**બર ઝે હયાત કય ખુરી ગર નેહ મદામ મય ખુરી**
**બાદે બે ખુર બ યાદે ઉ તાઝેહ બ તાઝેહ નવ બ નવ**
**શાહેદે દેલરૂબાએ મન મી કુનદ અઝ બરાએ મન**
**નકશ વ નેગાર વ રંગ વ બુ તાઝેહ બ તાઝેહ નવ**
**બ નવ**

ઓ ગવૈયા! તરેહ તરેહનાં, નવાં નવાં, દિલને તાજું કરનારાં ગીતો લલકાર, તરેહ તરેહના અને નવા નવા દિલ તાજું અને ઉદાર બનાવનાર દારૂઓ શોધી લે, પુતળાં સરખી પ્રિયા સાથ દીવાનખાનાંમાં જીવને ખુશ કરતો બેસ, ફરી ફરીથી, દિલની સાચ્ચી પ્રિત ભરેલા બોસાઓ લે, હમેશાં દારૂ નોશ કરતો રહે, નહીં તો જીંદગીનું ફળ તું કેમ પામશે? તેની યાદમાં તરેહ તરેહના નવા નવા દારૂઓનાં પ્યાલાં ઉઠાવ, મારૂં દિલ જીતનાર દોસ્ત (યાને ખુદા) મારે માટે તરેહ તરેહના અને નવા નવા સુંદર રંગો અને ખુશ સુગંધોવાળા ચિતારો અને દેખાવો બનાવે છે. (આકાશ ઝાડ-પાન, ફળફુલ, તરેહવાર પ્રાણીઓ પક્ષિઓ વગેરે.)

**બેદેહ સાકી આન આબ અફ્રોશંદરા**
**બેયા ઝનદેહ સાઝ કુન દેલે મોરદેહરા**
**કે હર પારેહ બેશતી કે બર મનઝરીસ્ત**
**સરે કએકાબાદી વ એસકંદરીસ્ત**
**હરઆન ગુલ કે દર ગુલસ્તાની બુવદ**
**મેહે આરઝે દેલસેતાની બુવદ**
**હરઆન શાખે સરવી કે દર ગુલશની અસ્ત**
**કદે દેલબરી ઝુલફે સીમતની અસ્ત**

**બજોઝ ખુને શાહાન દર ઇન તશ્ત નીસ્ત**
**બજોઝ ખાકે ખુબાંન દર ઇન દશ્ત નીસ્ત**

ઓ સાકી! પેલું ગાળી કાઢેલું પાણી આપ, આવ અને આ મુવેલાં દિલને જીવતું કર; ઇંટનો દરેક ટુકડો નજરે પડે છે તે કૈકોબાદ કે સીકંદરનું માથું છે: બાગમાંનું દરેક ફુલ માશુકના ચંદ્રમાં સરખા ચેહરા જેવું લાગે છે; સરવના ઝાડની દરેક ડાંખળી કોઇ દિલ જીતનાર સુંદરીનાં કદમાંથી કે રૂપેરી શરિરવાળીનાં ઝુલ્ફાંમાંથી બની છે. આ તશ્તમાં બાદશાહોનાં લોહી સિવાય બીજું કાંઇ નથી, જંગલમાં ખુબસુરતોની ખાક સિવાય કાંઇ નથી.

**શાહાન તો દર ઇન બાગ બહારાન દીદી**
**ગુલહાએ શેગોફ્તે સદ હઝારાન દીદી**
**ચુ બાદે ખેઝાન બર સરે આનહા બેગુઝશ્ત**
**દર ખાક ફતાદે સદ હઝારાન દીદી**

**દુનિઆ ખાબીસ્ત કશ અદમ તાબીર અસ્ત**
**સઇદે અજલ અસ્ત અગર જવાન વ પીર અસ્ત**
**હમ રૂએ ઝમીન પુર અસ્ત વ હમ ઝીરે ઝમીન**
**ઇન સફહે ખાક હર દઓર વ તસ્વીર અસ્ત**

**ખાહી કે તોરા રકીબ અબરાર રસદ**
**મગુઝાર કે અઝ તો કસરા આઝાર રસદ**
**અઝ મર્ગ બેઅનદીશ વ ગમે રેઝક મકુન**
**કે ઇન હર દો બ વકતે ખીશ વ નાચાર રસદ**

ખુશાલ દિલે તું બાગબગીચાઓમાં ફર્યો અને લાખો ફુલો ખીલેલાં જોયાં, જ્યારે એ ફુલોપરથી પાનખર રૂતુનો પવન પસાર થયો, ત્યારે તે લાખો ફુલ ખાકમાં પડેલાં જોયાં.

દુન્યા એક સ્વપ્નું છે, જેનો અર્થ નાશ છે ; જવાન હોય કે ઘરડો સર્વ મોતના શિકાર બનશે; જમીનપર અને જમીન નીચે પરો બંધાયાં છે, જમીનની તમામ સપાટી દરેક જમાનાની ખાકથી બનેલો ચિતાર છે.

એક જોરાવર દોસ્ત (ખુદા) ની મદદ તને પહોંચે અને તેની દોસ્તી પ્રાપ્ત થાય એમ ઇચ્છતો હોય તો તારાથી કોઇને પણ દુ:ખ પહોંચે એવું થવા ના દે. મોતનો વિચાર કર અને રજક રોજીનો ગમ રાખ ના, કારણ કે એ બન્ને પોતાને વખતે નાચારીના માર્યા આવશે.

**ઇન ચે સુરીસ્ત કે દર દએરે કમર મીબીનમ**
**હમે આફાક પૂર અઝ ફેતને વ શર મીબીનમ**
**હીચ શફકત ને બેરાદર બે બેરાદર દારદ**
**હીચ મેહરી ને પેદરરા બેપેસર મી બીનમ**
**મર્દમાન રૂઝ બેહી મીતલબંદ અઝ અઇઆંમ**
**મુશ્કેલ ઇનસ્ત કે હર રૂઝ બતર મી બીનમ**
**અબ્લેહાનરા હમે શરબત ઝે ગુલાબ વ કન્દ અસ્ત**
**કુતે દાના હમે અઝ ખુને જેગર મી બીનમ**
**અસ્પે તાઝી શુદેહ મજરૂહ બ ઝીરે પાલાન**
**તઓકે ઝરરીન હમે દર ગરદને ખર મી બીનમ**
**દુખ્તરાનરા હમે જન્ગસ્ત વ જદલ બા માદર**
**પેસરાનરા હમે બદખાહે પેદર મી બીનમ**
**પન્દે હાફેઝ શનવ અએ ખાજે બેરવ નેકી કુન**
**કે મન ઇન પન્દે બેહ અઝ ગન્જે ગોહર મી બીનમ**

ચંદ્ર ફરે છે ત્યાં આસમાનપર શાનો પોકાર ઉઠી રહ્યો છે? કજીઓ, કંકાસ અને બુરાઇથી સઘળું આકાશ ગાજી રહ્યું છે; ભાઇ ભાઇપર મહેરબાની રાખતો નથી; બાપ, દીકરાપર માયા રાખતો નથી; નસીબ કને આબાદીનો સારા

દિવસ સર્વ કોઇ માંગે છે, મુશ્કેલી આ છે કે દરેક દિવસ મને તો વધારે ખરાબ બનતો લાગે છે; મૂર્ખોને શરબત અને ગુલકંદ મળે છે, ડાહ્યાં માણસોનો ખોરાક પોતાનાં લોહીનો ગોટ ગળવાનો છે; ભારે બોજા તળે આરબી ઘોડો જખમી બને છે, અને સોનાની સાંકળીઓ તો ગધેડાઓની ગરદન-માંજ હું જોઉં છું; દીકરીઓ મા સાંમે લડીવઢી રહી છે, દીકરાઓ બાપને બુરૂં ઇચ્છનારા જોઉં છું. ઓ શેઠીઆ! હાફેજની નસીઅત સાંભળ, જા નેકી કર, જરજહવેરાતના ખજાના કરતાં પણ આ નસીહત વધારે કિમતી હું જાણું છું

હેલા બર જેહાન દેલ મનેહ ઝીનહાર
કે કસ બર સરે પુલ નગીરદ કરાર
હેલા ઇન જેહાંન રાસ્ત હમચુન પુલીસ્ત
તોરા દર રહે આખેરત મનઝલીસ્ત
હમાંન મરહલે અસ્ત ઇન બીઆબાંન દુર
કે ગુમ શોદ દર ઉ લશ્કરે સલમ વ તુર
હમાંન મનઝલસ્ત ઇન જેહાંને ખરાબ
કે દીદેહ અસ્ત અએવાંને અફ્રાસીઆબ
ને તનહા શોદ અએવાંન વ કાખશ બ બાદ
કે કસ હોખમેઅશરા ન દારદ બ યાદ
બસી દર જેહાંન દીદેહ ગરદુન પીર
સરઅફ્રાઝ શાહાન સાહેબ સરીર
ચુ કએખસરૂ વ બેહમન વ અરદવાન
ફ્રેરીદુન વ ઝોહાક વ નોશીરવાંન
હમાન પહેલવાનાન બ તબ્લે વ કુસ
ચુ ગેવ વ ચુ ગોદરેઝ વ રેહામ વ તુસ
કે અકનુન બસી દર બસીતે જેહાંન
નયાયદ બજોઝ નામ અઝ ઇશાંન નેશાંન
ચે ખુશ ગોફ્ત જમશીદ બા તાજો ગન્જ
કે યક જવ નયરઝદ સરાએ સેપન્જ

એ મારા જીવ! કદી પણ આ દુન્યાની મોહીનીમાં પડતો ના, આ દુન્યા તો એક પુલ છે, જ્યાંથી સર્વને ચાલી જવાનું છે; કોઇ, પુલપર મુકામ કરતું નથી, સેવટના મુકામે પહોંચાડવાનો એ તો માત્ર રસ્તો છે; એજ જગ્યાએથી સલમ અને તુરનાં આખાં લશ્કરો ગુમ થઇ ગયાં. આ ખરાબ દુન્યા તેજ જગ્યા છે, જ્યાં અફ્રાસીઆબ બાદશાહનો મહેલ હતો, તે પાદશાહના મહેલ અને બાગબાગીચા રહ્યા નહી તો નહીં, પણ તેનું દેખમું પણ રહ્યું નહીં અને તેની કોઇને યાદ પણ નથી. આ જેહાંનમાં પુરાણાં આસમાનના દોર તળે તખતના સાહેબો જેઓ સરફ્રાજ બાદશાહો હતા, જેવા કે કએખસરૂ અને બહમન તથા અરદવાન, ફરીદુન, ઓહાક, નોશીરવાન તેમજ ગેવ તથા ગોદરેજ, રેહામ અને તુસ જેવા પહેલવાનો, તેઓ સર્વ ગયા છે, તેઓનાં માત્ર નામ સિવાય આ દુન્યામાં તેમની કાંઇ નિશાંની રહી નથી. તાજ અને દોલત ધરાવનાર જમશેદ પાદશાહે કેટલીબધી દાનાઇથી કહ્યું છે કે આ ત્રણ પાંચ દહાડાની દુન્યાની કિમ્મત એક જવના દાણા જેટલી નથી.

---:o:---

# દીવાને સાદીમાંથી.

**દાર અલકરાર ખાને જાવીદે આદમી અસ્ત**
**ઇન જાએ રફતન અસ્ત નશાયદ કરાર કર્દ**

આદમીનું જાવેદાનનું મુકામ પેલી દુન્યાં છે, આ દુન્યાંમાંથી માણસ મુસાફરી કરતો પસાર થાય છે, (તેને ઘર સમજી) તેમાં પડી રહેવા માંગવાનું ઘટતું નથી.

**બામદાદાન કે તફાવત ન કુનદ લએલોનેહાર**
**ખુશ બુવદ દામને સહરા વ તમાશાએ બાહાર**

બામદાદે જ્યારે દિવસ અને રાત વચ્ચેનો તફાવત જણાતો નથી ત્યારે જંગલની સીમા ભણીનો અને બાગનો રળીઆમણો દેખાવ ખુશ લાગે છે.

**કુહ વ સહરા વ દરખતાન હમે દર તસબીહ અન્દ**

પાહડો અને જંગલો અને ઝાડો સઘળાં ખુદાની યાદમાં ઉભાં છે.

**બુલબુલાન વકતે ગુલ આમદ કે બેનાલન્દ અઝ શઓક**

**ને કમ અઝ બુલબુલ મસ્તીએ તો બેનાલ અએ હુશીઆર**

બુલબુલો ફુલ ઉગવાનો વખત આવતાંજ ખુદાની મોહબતથી ભરેલાં બની તેની જુદાઇનું શોકાતુર ગીત લલકારે છે. તું પણ એ હુશ્યાર માણસ ખુદા તરફના પ્યાર અને હેશાનના ઉભરામાં બુલબુલ કરતાં ઉતરતો બન ના.

**તા કય આખેર ચુ બનફશે સરે ગફલત દર પીશ**

**હેફ બાશદ કે તો દર ખાબી વ નરગેસ બ યાર**

બનફશેનું ફુલ વાંકુ વળેલું આસ્માન તરફ જોવાને બદલે જમીનને જોતું રહે છે, તેમ કયાં સુધી તું પણ ભુલમાં રહેશે ? તું આંખ બંધ કરી ઉંઘમાં રહે, અને નરગેસનું ફુલ સહવારે આંખ ઉંઘાડી પોતાના દોસ્ત ખુદાને જોય તો તારે માટે શરમભરેલું છે.

**કે તવાનદ કે દેહદ મીવે રન્ગીન અઝ ચુબ**

**યા કે દાનદ કે બર આરદ ગુલે સદ બર્ગ અઝ ખાર**

ડાંખલીમાંથી રંગબેરંગી ફળો કોણ પેદા કરી શકે, કે કાંટામાંથી સેંકડો પાંદડાંનું ફુલ કોણ બનાવવાનું જાણી શકે ?

**આદમીઝાદે અગર દર તર્બ આયદ ચે અજબ**

**સરવ દર બાગ બ રકસ આમદે વ બીદ વ ચનાર**

જયારે બાગમાં સરવ, બીદ અને ચનારનાં ઝાડો પણ ખુદાના પ્રેમના જોશથી હીલવા પડયાં છે તો માણસનું બચ્ચું ખુદાની મોહબતથી ભરાઇ જાય તેમાં શું અજબ જેવું ?

**બાદ ઘીસુએ અરૂસાને ચમન શાને કુનદ**

પવન બાગની કુંવરીઓ (ફુલો) ના વાળો ઓહડે છે.

**ઝાલે બર લાલે ફેરૂદ આમદે હુન્ગામે સહર**
**રાસ્ત ચુન આરેઝે ગુલગુન અર્ક કર્દે યાર**

સહવારને વખતે ગુલ્લાલાનાં ફુલપર પડેલાં દવનાં ટીપાંથી માશુકનો ફુલ જેવો ચહેરો પરસેવાના ટીપાં સાથ દેખાય તેવું લાગતું.

**નઅમતે બારે ખુદાયા ઝે અદદ બીરૂન અસ્ત**
**શોકરે એનામે તો હરગેઝ નકુનદ શોકર ગુઝાર**

ખુદાની મહેરબાની અને બક્ષેશ ગણાય નહીં તેટલી હદ વગરની છે. તારો આભાર માનનાર ઓ ખુદા ! તારી બક્ષેસ-નો પૂરો આભાર કદી માની શકે નહીં.

**ગર બેતકસીર બેગીરી નગોઝારી દીઆર**
**નાઉમીદ અઝ દરે લોત્ફે તો કુજા શાયદ રફ્ત**

જો તું અમારા વાંક તરફજ જોય તો એક પણ મુલક નાશથી બચવા પામે નહીં, તારા દરવાજા આગળથી તારી મેહરબાની વગર નાઉમેદ થયલો કયાં આશરો શોધવા જાય.

**આનચે દીદી બર કરારે ખુદ નમાન્દ**
**વ આનચે બીની હમ નમાનદ બરકરાર**
**દીર વ ઝુદ ઈન શેકલ વ શખ્સે નાઝનીન**
**બાદ ખાહદ બોર્દ ખાકશરા ગબાર**

જે કાંઇ તેં જોયું તે તેમનું તેમ રહ્યું નહીં, અને જે કાંઇ હાલ જોય છે તે પણ તેમનું તેમ રહેવાનું નથી; મોડે કે વહેલે ખુબસુરત માણસો અને તેમના ખુબસુરત ચેહરાને પવન ખાકમાં ભેળી નાખશે.

**રાસ્તી કુન કે બમનઝલ નરસદ કજ રફતાર**

સીધો માર્ગ પકડી સાચ્ચો બન, કારણકે આડાઅવળો (ખોટે માર્ગે) જનાર (જુઠો માણસ) પોતાને ઠેકાણે પહોંચતો નથી.

**દર્દ પેનહાન બતો ગુયમ કે ખુદાવન્દે મની**
**યા નગુયમ કે તો ખુદ મતલા બર એસરાર**

ઓ ખુદા! મારૂં દર્દ હું તને ખાનગી રીતે કહું છું કારણકે તુંજ મારો સાહેબ છે; બલ્કે કહેતો નથી, કારણકે છુપું (કે જાહેર સઘળું) તું જાણે છે.

**બા ગરીબાંન લોત્ફ બીઅનદાઝે કુન**
**તા બરન્દત નામે નીકી દર દીઆર**

ગરીબો તરફ હદ વગરની માયા મહેરબાની કર, તેઓ તારાં ભલાં નામની કીર્તિ દેશેદેશ ફેલાવી મુકશે.

**અઝ દરૂને ખસ્તગાન પરહીઝ કુન**
**વઝ દુઆએ મરદુમે પરહીઝગાર**

દુઃખીઓનાં દિલ દુખવવાથી દૂર રહે, અને પરહેજગાર માણસોની દુઆ મેળવ.

**બા બદાન બદ બાશ વ બાનીકાન નીકુ**
**જાએ ગુલ ગુલ બાશ વ જાએ ખાર ખાર**

બુરાઓ તરફ સખતાઇ રાખ, ભલાઓ સાથ ભલાઇ કર, ફુલ સાથ ફુલ બન અને કાંટા સાથ કાંટો થા.

**દીવ બા મરદુમ નયામીઝદ મતર્સ**
**બેતર્સ અઝ મર્દુમાને દીવસાર**

સેતાન માણસજાત સાથ ભેળાઇ શકતો નથી તે વિષે તું બેફિકર રહે, સેતાન્યત ભરેલાં માણસોથી બીહતો રહે.

**સાદી તો નીઝ ઝીન કફસ તન્ગનાએ દેહર**
**રૂઝી કફસ શેકસ્તે વ મોર્ગશ પરીદ ગીર**

સાદી! તું પણ આ દુન્યામાં શરિરનાં સાંકડાં પીંજરાંમાં કેદ પડેલો છે, તે પીંજરૂં તોડી તેમાંનું પક્ષી જે તારો જીવ છે તે ઉડી જશે.

———: ૦ :———

# અન્વારે સોહીલીમાંથી.

---

ચુ આઝોર્દે શોદ ખસમ અયમન મબાશ
ખરાશીદેરા હસ્ત કસદે ખરાશ
ગર અવ્વલ દર આયદ બ લોત્ફ વ ખુશી
દર આખેર બસી મહેનત અઝ વએ કશી

જયારે દુશ્મનને તારાથી નુકશાન થયું હોય ત્યારે બેફિકર રહેતો ના, જેને નુકશાન કર્યું તે વેર લેવાનો ઇરાદો રાખે છે, પેહલાં મીઠાશ અને મિત્રાચારી બતાવે તો પણ આખરે તેનાથી તને ઘણું ખમવું પડે.

અયમની અઝ ખસમ મહેનતહાએ બીસ્યાર આવોરદ
તોખમે ગફલત હરકે કારદ રન્જે દેલ બાર આવોરદ

શત્રુથી નચિંત રહેવાથી ઘણું દુઃખ આવી પડે છે; જેણે ગફલતીનું બી રોપ્યું તે દિલનાં દુઃખનું ફળ પામશે.

સુખનહાએ ઝીબાએ રન્ગીન ખુશસ્ત
હેકાયતે શીરીન બસી દેલકશ અસ્ત
કસીરા કઝીનહા બુવદ બેહરેમન્દ
કુનન્દશ બુઝોરગાન વ શાહાન પસન્દ

સુંદર અલંકારીક ભાષા ખુશ લાગે છે; મધુર વાર્તાઓ દિલને ઘણી પસંદ પડતી છે. જે સારી ભાષા અને દિલ બહેલાવનારી વાર્તા જાણે છે તે, બુઝોર્ગો અને બાદશાહો આગળ પસંદ પડતો થાય છે.

મહી બર અઓજે સપેહર કમાલ તાલે શોદ
કે કસ નદીદ ચુનાન માહા દર હઝારાન સાલ
ખોજસ્તે તાલે વ રોશન દેલ વ મુબારક પએ
ફૂરરતે તલઅત વ નીક અખ્તર વ હોમાયુન ફાલ

**અઝાન નેહાલ શર્ફ તાઝે ગશ્ત ગુલશને મુલ્ક**
**ચન્દાન કે તાઝે શવદ બર્ગે ગુલ ઝે બાદે શમાલ**

સારાં નસીબનાં ઉંચાં આસમાનપર તે ચંદ્ર બન્યો, હજારો વર્ષમાં કોઇએ એવો ચંદ્ર જોયો હતો નહી, સારાં નસીબવાળો, રોશન દિલવાળો, અને મુબારક કદમનો, તે ઉમદા ઝાડથી દુન્યાનો બાગ ખીલી રહ્યો, કે જેમ ઉત્તરના પવનથી ફુલ તાજું થઇ ખીલે છે.

**દરીગા કે શાખે ગુલ નવ શેગોફ્તે**
**ફરૂ રીખ્ત અઝ તુન્દ બાદે ખેઝાની**

અફસોસ! નવું ખીલેલું ફુલ પાનખર રૂતુના સખત પવને ભાંગે પાડ્યું.

**બરાએ ખેદમતે આન કસ કે નશનાસદ હકે ખેદમત**
**મકુન અવકાતે ખુદ ઝાયે કે ને મોઝદ અસ્ત ને મેન્નત**

જેનું કામ કે નોકરી કરી હોય અને તેનો બદલો વાળી ના જાણે તેને માટે પોતાનો વખત બરબાદ કર ના, તેનાથી પૈસા કે આભારનો શબ્દ પણ તું પામનાર નથી.

**કે કર્દ દર હમે આલમ કમાને ઝુલ્મ બ ઝેહ**
**કે તીરે લઅનતે જાવીદરા નેશાને નશોદ**
**કે દર ઝમાને બી અએતબાર તરેહ સેતમ**
**ખેઆલ બસ્ત કે ખુદ અફ્સાને ઝમાને નશોદ**

કોણે દુન્યામાં જુલમની કમાનને ચીલ્લો ચઢાવ્યો કે તે પોતે હમેશની લેઆનતના તીરની નિશાન બન્યો નહીં? કોણે જુલમનો પાયો નાખવાનો ખ્યાલ કર્યો કે જેનાથી જમાનાઓ સુધી બીજાંને નશીઅત પકડવાનું ન થયું?

**જોઝ રાસ્ત રૂઇ વ નીકખુઈ ન કુનીમ**
**આનહા કે બ જાએ મા બદીહા કર્દન્દ**
**ગર દસ્ત દેહદ બજોઝ નેકોઇ ન કુનમ**

સચ્ચાઇથી અને ભલાઇથી હું વર્તુ; જેણે મારી સાથ બુરાઇ કરી હોય તેની તરફ પણ મારૂં ચાલે તો ભલાઇ સિવાય બીજી રીતે ન વર્તું.

**અઝ ઉમ્રે મન આનચે હસ્ત બર જાએ**
**બેસેતાન વ બે ઉમ્રે ઉ દર અફ્ઝાએ**
**ગરચે શોદેઅમ ચુ મુઇ અઝ ગમ**
**યક મુઈ મબાદ અઝ સરશ કમ**

મારી ઉમ્મરમાંથી જેટલી બાકી હોય તે લે અને તેની ઉમ્મરમાં ઉમેરીને લાંબી કર, જો કે હું ગમથી તવાઇને વાળ જેવો બન્યો છું તો પણ તેના માથાપરનો એક વાળ પણ ઓછો ના થજો.

**અન્દર જેહાન મનમ કે મોહીતે ગમ મરા**
**પાયાન પદીદ નીસ્ત ચે પાયાન કેનાર હમ**
**ગોફ્તમ બે સબર સાહેલે દરીઆ શવદ પદીદ**
**અકનુન શેકસ્ત કેશ્તી સબર વ કરાર હમ**

દુન્યામાં મારા ગમના દરીઆનું ઉંડાણ માપી શકાતું નથી, ઉંડાણ તો શું પણ તેનો કીનારો પણ જણાતો નથી, સબુરી રાખતાં કીનારો નજર પડશે એમ મેં ધાર્યું; હમણાં, વહાણ, સબુરી અને શાંતિ સર્વ ખોયાં છે.

**વસલી કે દર ઉ મલાલ બાશદ**
**હજરાન બેહ અઝ આન વસાલ બાશદ**

જે દોસ્તી અને સંબંધથી દુઃખ થાય તેવી દોસ્તીથી દુર રહેવું બહેતર છે.

**ખુદ મકુન બીગાનગી બારી ચુ મીદાની કે ચર્ખ**
**આશનાયાનરા ઝે યકદીગર જુદાઈ મી દેહદ**

તું પરાયો અને જુદો હોય તેમ ના વર્ત, તું જાણે છે કે દોસ્તો અને સગાંઓને આસ્માનનું ચક્કર જુદાં પાડશેજ.

**કે આખેર ચે મહુલે હઝલ બાઝી અસ્ત**
**વકતે અજલ અસ્ત વ જાન ગોદાઝી અસ્ત**

હસ્વા મસ્કરીનો તે આ શું વખત છે? મોતનો અને જીવ જવાનો હિંગામ છે.

**અલ્હમ્દલ્લિા કે દર દાનેશ ચુનાનમ**
**કે ખયેર અઝ શર જુદા કરદન તવાનમ**

શોકર ખુદાના! કે સારૂં અને માઠું, ખરૂં અને ખોટું જુદા પાડી તેમના વચ્ચેનો તફાવત જાણી શકું એટલી અક્કલ ધરાઉં છું.

**વફા વ અહદે તો ઇન બુદ મન નદાનેસ્તમ**
**નવીદે મેહરે તો કીન બુદ મન નદાનેસ્તમ**
**હમે સુખન ચુ દેલે ખીશ સખ્ત મી ગુઈ**
**દેલે તો સખ્ત ચુનીન બુદ મન નદાનેસ્તમ**

તારી વફાદારી અને વચન એવાંજ હતાં તે મેં જાણ્યું નહીં, તારી મેહરબાની તો કીનો હતો તે મેં જાણ્યું નહીં, તારાં સખત દિલ જેવાજ સખત શબ્દો તું બોલે છે, તારૂં દિલ આટલું સખત હતું એમ મેં જાણેલું નહીં.

**અઝ દરખ્તે બખ્ત ચુન નશેગોફત ગુલહાએ વસાલ**
**દર બીઆબાને જુદાઇ ખાર હમ દર પા ખુશસ્ત**

જ્યારે નસીબના ઝાડ ઉપર મિત્રાચારીનાં ફુલ ખીલ્યાં નહીં ત્યારે જુદાઇનાં જંગલમાં પગમાં કાંટો ભોકાય તે પણ ખુશ લાગશે.

**હર કે આઇને ઝુલમ પીશ નેહાદ**
**બન્દ બર દસ્ત વ પાએ ખીશ નેહાદ**
**ચન્દ રૂઝી અગર સર અફરાઝદ**
**દેહરશ આખેર ઝે પા દર અન્દાઝદ**

જેણે જુલમ કરવા માંડયો તેણે પોતાનાજ હાથ અને પગપર બેડી ઠોકી. જો કે થોડા દિવસ માથું ઉંચું રાખી મોટાઇ કરે પણ આખરે કાળચક્ર તેને પાયામાંથી ઉખેડી નાંખશે.

**દાના બ હીચ શહેર વ વેલાયત ગરીબ નીસ્ત**

ડહાપણવાળો માણસ કોઇ પણ શહેર કે દેશમાં પરદેશી ગણાતો નથી.

**ગર વસાલે યાર નબુવદ બા ખ્યાલશ હમ ખુશમ**
**કલ્બે દરવીશરા શમઇ બેહ અઝ મેહતાબ નીસ્ત**

દોસ્તને ન મળાય તો તેના ખ્યાલથી પણ ખુશ છું; ફકીરની ઝુંપડીમાં ચંદ્ર કરતાં બીજો દીવો વધારે સારો ન ગણાય.

**ઝે બેહરે મા સુખની યાદગારે ખીશ બગુઇ**
**કે બેહતર અઝ સખુને ખુબ યાદગારી નીસ્ત**

તારી યાદ રહી જાય એવું કાંઈ કહે, સારા સખુનો કરતા બીજું કાંઈ વધારે સારી રીતે યાદગારી રાખતું નથી.

**બજોઝ રઝા બે કઝાએ ખુદા નમીશાયદ**
**બ ગએર સબર બ વક્તે બલા નમીશાયદ**
**અઝ આનચે રફ્ત કલમ સર મકશ વગર ને બેયા**
**બીરૂન રવ અઝ ખતે ઉ ગર તોરા નમીશાયદ**

ખુદાની મરજીને તાબે થવા સિવાય બીજું ઘટારત નથી. આફતની વખતે સબુરી સિવાય બીજું ઘટારત નથી, જે કાંઇ તેની તરફથી આવે તેપર કલમે છેકો મારીશ નહીં, નહીં તો તને નહીં પરવડતું હોય તો તેનાં કાગજની બહાર જા.

**અએ તોરા ખારી બપા ન શેકસ્તે કએ દાની**
**કે ચીસ્ત**
**હાલે શીરાની કે શમશીરે બલા બર સર ખુરન્દ**

તારા પગમાં કાંટો પણ ભોકાયો નથી તે શું જાણે કે તલવારની બલા માથાપર ખમનાર સિંહોનો હાલ કેવો હશે.

**મશવ અએમન અઝ હીલ્લે દુશ્મનાન**
**બેઅનદીશ વ બરતાબ અઝ આન સુ એનાન**

દુશ્મનનાં મક્કરથી નચિંત રહીશ નહી, ચેત અને તેના તરફના રસ્તાપર ન જતાં લગામ ખેંચી રસ્તો બદલ.

**સોહુબત ચુ ચુનીન અસ્ત જુદાઇ ખુશતર**

દોસ્તી અને સોહબત એવીજ (નાલાયક) છે ત્યારે તો એનાં કરતાં જુદાઈ વધારે ખુશ લાગે.

**હુકીમ ગોફ્ત કે તકદીર સાબેક અસ્ત વલી**
**બ હીચ હાલ તો તદબીરે ખુદ ફરૂ મગોઝાર**
**કે ગર મુવાફકે હોકમે કઝાસ્ત તદબીરત**
**બ કામે દેલ શવી અઝ કારે બીશ બર ખુરદાર**
**વગર મખાલફે આન અસ્ત દારદત મઆઝુર**
**કસી કે દારદ અઝ અન્વારે અકલ ઇસ્તેઝહાર**

દાનાવ માણસે કહ્યું તકદીર અથવા નસીબ પોતાનું કામ કર્યું જશે તો પણ કોઇબી સંજોગમાં તદબીર અથવા હીકમત અને કોશેશ છોડવાં ન જોઇએ; તારી હીકમત અને નસીબ એકમેકથી ઉલટાં ન જતાં સારૂંજ થશે, તો તારી ઇચ્છા પ્રમાણેજ ફળ મળશે, પણ તારી હીકમતથી ઉલટુંજ, નસીબ કરશે તો જે કોઇ અક્કલનું નુર ધરાવે છે તે તારો વાક કાઢશે નહી.

**અએબે ખુદરા બે હુનર બાઝ નમાયન્દ વ ગર**
**હુનરી હસ્ત તોરા અએબે અઝીમશ ખાનન્દ**

(અદેખાં લોક) પોતાની એબને હુનર હોય તેવું રૂપ આપે છે, અને તારી કને હુનર હોય તો તે મોટી એબ હોય તેમ દેખાડે છે.

**મોર્ગી કે રમીદ ગરદદ અઝ દામ**
**ઝે મન બાદ બદાને કએ શવદ રામ**

જે પક્ષિ જાળમાંથી ઉડી ગયું હોય તેને દાણાની લાલચે હું કેમ ફરીથી જાળમાં પકડું.

———:૦:———

# નેજામીનાં સીકંદરનામાંમાંથી.

દર આન બઝમે આરાસ્તે ચુન બહેશ્ત
ગુલ અફશાનતર અઝ મેહે અરદીબહેશ્ત
સેકન્દર જેહાનજુઇ કુરશેબ સરીર
નશીસ્તે ચુ બર ચર્ખ બદરે મુનીર

તે મજલીસ જે બહેશ્ત સરખી હતી અને અરદીબેહસ્ત મહીનામાં ઉગે છે તે કરતાં વધારે ફુલો ભરેલી મોહક લાગતી હતી, તે વચ્ચે આસ્માનપર પુનેમનો ચંદ્ર પ્રકાશે તેમ મુબારક તખ્તવાળો દુન્યા જીતનાર સીકંદર તખ્તપર દેખાતો હતો.

ફુલક બીન ચે ઝુલ્મ આશકારા કુનદ
કે એસકન્દર આહુન્ગે દારા કુનદ
સેકન્દર ને ખુદ ગર બુવદ કુહે કાફ
કે બાશદ કે બામન શવદ હમમસાફ
ચુનાન પરશેરા બ જન્ગે અકાબ
કમ અઝ કતરે દાન પીશે દરીઆએ આબ

જો ! આસમાન શું જુલમ કરી રહ્યું છે, સિકંદર દારાપર ચઢાઇ કરવાનો ઇરાદો રાખે છે; સિકંદર કુહેકાફ પહાડ હોય તો પણ મારી સામે માથું ઉચકનાર તે કોણ ? એવું મચ્છર, ગરૂડ પક્ષિ સામે લડતાં, દરીઆ આગળ થોડાં પાણીનાં ટીપાં સરખું જાણ.

ચુ આવારદે પીશે સેકન્દર નેહાદ
બે પયગામે દારા ઝબાન બર કોશાદ
કે ચઉગાન વ ગુઇ અન્દર આમદ તખ્ત
કે તેફલ તો બાઝી બાઆન કુન દરોસ્ત
વગર આરઝુએ નબોર્દ આયદત
કે બીહુદગી દેલ બદર્દ આયદત

સેકન્દર જેહાન દાવરે હુરમન્દ
દર ઇન ફાલહા દીદ ફતેહ બુલંદ
મસલ ઝદ કે હર કુ ગોરીઝદ ઝે પીશ
બચઉગાન-કશીદન તવાન સુએ ખીશ
મગર શાહ અઝાન દાદ ચઉગાન બમન
કે તાઝુ કશમ મુલ્ક બર ખીશતન
હમાન ગુઇરા મર્દ અખતરશનાસ
બ શેકલે ઝમીન મી નેહદ દર કેઆસ
ચુ ગુઇ ઝમીન શાહા મારા સેપોર્દ
બદીન ગુઇ ખાહમ અઝુ ગુઇ બોર્દ

જયારે એલચી જે કાંઇ લાવેલો તે સેકંદર આગળ મુકયું, અને દારાનો પેગામ કહી સંભળાવ્યો કે દડી અને લાકડી વડે દડીદાવ રમતાં તખ્તે બેઠેલા તું બાળક માટે આ છે તે વડે રમત કર. જો તને લડાઇનીજ ઇચ્છા હોય તો એવી તારી બેહુદાઇથી તને પસ્તાવું પડશે. તેજ અક્કલના જેહાંનની બરાબર ખબર રાખનાર સીકંદરે પોતાની મોટી ફત્તેહના સારા સગન એમાં જોયા; તેણે દડી અને લાકડીનો અર્થ એવો કર્યો કે, જે તેની આગળથી નાસી જાય તેને લાકડીથી પોતા તરફ ખેંચી લેશે. શાહ દારાએ આ લાકડી મને આપી છે કે તેથી તેનો મુલક હું મારી તરફ ખેંચી લેઉ. જોશી લોકો દડીને પૃથ્વિ સાથ સરખાવે. જયારે શાહે મને આ દડી આપી તો મને તેની દડી ( મુલક ) લેવાની ઇચ્છા થાય છે.

ન બુદ આગેહ એસ્કન્દર અઝ કારે ઉ
કે આરદ કીઆમત બે પયકારે ઉ

સીકંદર દારાનાં કામથી માહીતગાર ન હતો અને જાણતો નહીં કે તે તેની સાંમે કીઆમતને લઇને લડવા આવતો હતો.

સેકન્દર બદુ ગોફ્ત યક તીગે તીઝ
કુનદ ચર્મ સદ ગાવરા રીઝ રીઝ
યકી ગોર્ગરા કુ બુવદ ખશમનાક
ઝે બીસ્યારીએ ગોસ્ફન્દાન ચે બાક

સિકંદરે તેને (એલચીને) કહ્યું એક તેજ તલવાર સો ગાયોને કાપી ટુકડેટુકડા કરે, પણ વરૂના ગુસ્સા આગળ ગમે એટલાં ગાય બકરાંની શું બીસાત.

ખબર ગર્મતર શોદ હમી હર ઝમાન
કે આમદ બરૂમ અઝદહાએ દમાન
સેકન્દર ચુ દાનેસ્ત કે આન તુન્દ મીગ
બેતુન્દી બર આરદ હમી બર્કે તીગ
ફરસ્તાદ તા લશ્કર અઝ હર દીઆર
રવાને શવદ બર દરે શેહરયાર

પળેપળ, ફુફાડા મારતો અજદાહો રોમપર ધસી આવે છે એવી ખબરને ટેકો મળતો હતો; સિકંદરે જ્યારે જાણ્યું કે એક શીઘ્ર વાદળ તેજ તલવારની વીજળી ચમકાવતું ધેરાઈ આવ્યું છે, ત્યારે તેણે દરેક મુલક અને શહેરમાંથી લશ્કર એકઠું કરવાને હુકમ આપ્યો અને પાદશાહ દારાના મુલકની સરહદ તરફ જવાનો ઇરાદો કીધો.

કે સરે સબ્ઝ બાદ આન હોમાયુન દરખ્ત
કે નામશ બુલન્દ અસ્ત વ નીરૂશ સખ્ત
બ તાઝો બ તખ્તશ જેહાન તાઝે બાદ
સરે ખસમે ઉ તાજે દરવાઝે બાદ

પાદશાહી ઝાડ (પાદશાહ) નું માથું આશીરવાદોથી લીલુ રહેજો, કે જે પાદશાહનું નામ મોટું છે અને જેનું બળ કચડી નાખનારૂં છે; તેનાં તાજ અને તખ્તની બરકતથી જેહાનની આબાદી થજો, તેના શત્રુનું માથું દરવાજાનું તાજ બનજો.

**દલીરી કુનદ બર મન આન નાદલીર**
**ચુ ગુરે ગરાઝન્દ બા શરઝેહ શીર**
**સરશ લીકેન આનગેહ દર આયદ ઝે ખાબ**
**કે શીર અઝ તનશ ખુરદેહ બાશદ કબાબ**

(દારા કહે છે) તે બહાદુરી વગરનો મારી સામે બહાદુરી કરી રહ્યો છે, જાણે કે વિક્રાળ સિંહ સામે ભુંકતુ ગોરખર આવ્યું છે, પણ જ્યારે સિંહ તેને ખાઇ જશે ત્યારેજ તે ઉંઘમાંથી ઉઠશે.

**કે દાનેસ્ત કે ઇન કુદકે ખુર્દસાલ**
**શવદ બા બુઝોર્ગી ચુનીન બદસેગાલ**

કોણ જાણતું હતું કે આ નાનો પોર્યો, બુઝર્ગો સામે આવી નાલાયકી કરશે.

**બ દસ્તે ગુલામાન મુસ્તશ દેહમ**
**બ ચુબે શબાનાન શેકસ્તશ દેહમ**

ગુલામોને હાથે તેને તમાચા મરાઉં, ભરવાડોની લાકડીઓ વડે માર મરાવી તેને હાંકી કાઢીશ.

**હુઝબરી કે અઝ સગ ઝબુની કુનદ**
**ખરે પીર બા ઉ હુરૂની કુનદ**
**અકાબી કે અઝ પશેહ ગીરદ ગોરીઝ**
**ગર ઓફતાદનશ હસ્ત ગુ બર મખીઝ**
**પલન્ગી કે તરસદ ઝે રૂબાહે પીર**
**બેસુઝાદ મગઝશ બ સરસામે તીર**
**બેબીની કે ફરદા મને પીલે ઝોર**
**સરશ ચુન સેપારમ બ સુમે સુતુર**

ચિત્તો કુતરાથી આજેજ થાય તો ઘરડું ગધેડું પણ તેની સામે થાય. ગરૂડ પક્ષિ મચ્છરથી કાયર થઇ નાસી જાય, તે જો ઉડતાં ભોંયે પડે તો ઉઠ એમ કહીશ નહીં.

ઘરડાં કોહળાં આગળ વાઘ ડરી જાય તો તેવા વાઘનું મગજ તીરથી વીંધી નાખ, જોજે કે આવતી કાલે હું હાથીનું બળ ધરાવનાર, ઘોડાઓની ખરી તળે તેનું માથું કેમ સોંપી દેઉં છું.

મન આન સઇદરા કરદેઅમ સર બુલન્દ
મનશ બાઝ દર ગરદન આરમ કમન્દ
તો અય મગઝ પુસીદ સાલે ખુર્દ
જે ગોસ્તાખીએ ખુસરોઆન બાઝ ગર્દ
ને ચાબુક શોદ ઇન ચાબુકી સાખ્તન
કમન્દી બકુહી દર અન્દાખ્તન
ચેરાગી બસહરા બર અફરૂખ્તન
ફલકરા જેહાનદારી આમુખ્તન
મકશ જોઝ બ અન્દાઝેએ ખીશ પાએ
કે હર જઉહરીરા પદીદ અસ્ત જાએ

મેંજ તે શિકારનું માથું તેની જગ્યાએ ઉંચું રહેવા દીધું, હવે હુંજ તેની ગરદનમાં કમાનનો ફાંડો નાખીશ, ઓ સરેલાં મગજના પોર્યા, પાદશાહો સામે શેખી કરવાથી હઠ. જે, પહાડ ઉપર કમાનનો ફાંસો નાખી તેને ઉઠાવી લેવાની હુશીઆરી કરવા જાય તે ખરો હુશીઆર ન હોય. એમ કરવું તે જંગળમાં દીવો મુકવા જેવું અને આસમાનને કેમ ફરવું તે શીખવવા જેવું બેહુદું છે, તારી શકિત ઉપરાંતનું કામ કરવા જવા જેવું પગલું ભર નાં. ખરો ઝહવેરી બરોબર આંકણી કરે.

ઝબાનરા નેગેહદાર દર કામે ખીશ
નફસ બર મઝન જોઝ બહન્ગામે ખીશ
ઝબાને તરાઝુ કે શોદ રાસ્ત નામ
અઝાન શોદ કે બીરૂન નથાયદ ઝે કામ

પોતાની ઇચ્છા જાહેર કરતાં જીભપર કાબુ રાખ, ઘટતા વખત સિવાય બોલ ના, તરાજુની જીભને જીભ એટલા માટે કહે છે કે તે સમતોળપણું જાળવે છે.

**ગેરફતમ હમે આહન આરી જે રૂમ**
**દર આતશકદેહ મા ચે આહન ચે મુમ**
**જે રૂમી ચે બરખીઝદ વ લશ્કરશ**
**બ પાએ સુતુરાન બરમ કેશ્વરશ**

હું એકબારગી કબુલ કરૂં કે તું રોમમાં જેટલું લોખંડ હોય તે સઘળાંના હથીઆરો બનાવી લઇ આવે છે, પણ અમારાં આતશકદેહોમાં તારૂં સઘળું લોખંડ મીન જેવું થઇ પડશે, એ રૂમી અને તેનાં લશ્કરથી શું થઇ શકવાનું છે, હું તેનો મુલક ઘોડાઓના પગ તળે સોંપીશ.

**સરત કુ કે સરબઝ્શી દારા કુની**
**બેહ અર પીશે દારા મદારા કુની**

તારૂં પોતાનું માથું કયાં છે કે દારાને બક્ષવા આવ્યો છે, દારા આગળ મદારા ( નરમાસ ) સાથે આવે એ તારે માટે વધારે સારૂં થઇ પડે.

**બ ખરગુશ બોફતે મબીન ઝીનહાર**
**કે ચન્દાન કે ખુસ્પદ દવદ વક્તે કાર**

સસલાંને ઉંઘતું જોઇ બેદરકાર બનીશ નહીં કારણ કે ગમે એટલું ઉંઘવા છતાં કામ પડવે દોડી બતાવશે.

**જે ખાકી કે બર આસ્માન અફગની**
**સરો ચશ્મે ખુદરા ઝીઆન અફગની**

જે ધુળ તું આસમાનપર ઉરાડશે તે તારાં માથાં અને આંખોપરજ પાછી પડી તનેજ નુકસાન કરશે.

**સફે લશ્કરત ગર શવદ દુશ્મનમ**
**અગર કુહે આહન બુવદ બેશીકનમ**

તારાં આખાં લશ્કરની હાર મારી સામે શત્રુ તરીકે ઉભી રહે, તે ગમે તો લોખંડના પહાડ સરખી હોય તો પણ હું તેને તોડી નાંખીશ.

**બર દન મશ્ક ખાશાક નતવાન કુશાન્દ**
**કે બુયે ખુશ મશ્ક પેન્હાન નમાન્દ**

કસ્તુરીપર કચરો નાખવાથી તેની સુગંધ છુપાઇ રહેતી નથી.

**ઝે શીરાન હુમાન શીર ખુનરીઝતર**
**કે દન્દાન વ ચન્ગશ બુવદ તીઝતર**
**દો શીર ગોરસ્ને અસ્ત વ યક રાને ગોર**
**કબાબ આન કસીરા અસ્ત કુરાસ્ત ઝોર**

(સેકંદર કહે છે) એ સિંહોમાંથી જેના દાંત અને પંજા વધારે તિક્ષણ અને જોરાવર હશે તે શિકાર કરશે; એ સિંહો ભુખ્યા છે અને ગોરખરની એકજ ટાંગનો સવાલ તેઓ બન્ને વચ્ચે છે, તો જે વધારે જોર ધરાવશે તે તેના કબાબ કરી ખાશે.

**મન આનગેહ એનાન બાઝ પીચમ ઝે રાહ**
**કે યા સર દેહમ યા સેતાનમ કોલાહ**

મારું માથું આપું કે તેના માથાંપરનું તાજ લેવું ત્યારેજ હું પાછો ફરીશ.

**મઝન બીશ અઝીન લાફે ગરદનકશી**
**કે ખાકી બ ગોહર ને અઝ આતશી**

વધારે બડાઇ કરવાનું છોડી દે, તું ખાકમાંથી સરજાયલો છે, આતશમાંથી નહીં.

**મઝન તકીએ બર મસનદ વ તખ્તે ખીશ**
**કે હર તખ્તરા તખ્તે અસ્ત પીશ**

પોતાનાં તાજ અને તખ્તપર મુસ્તાક બન ના, કારણ કે તખ્ત પછી તખ્તો (કરકતી, ગેહાન) આવશેજ.

**મસાફે દો ખુસરૂ દર આન મર્ઝ બુદ**
**કઝ આસુબે શાન કુહ દર લર્ઝ બુદ**

**હનુઝ અર બેજ્જુઇઅન્દ ઝાન ખુસરૂઆન**
**તવાન યાફ્તન દર ઝમીન ઓસ્તખાન**

તે જમીનપર એ શેહનશાહો લડતા હતા, જેમનાં બળ આગળ પાહડો ધ્રુજી રહ્યા હતા, જો હજીબી આ બન્ને શેહન-શાહોને કોઈ જોવા માંગે તો તેમનાં હાડકાં તે જમીનમાંથી મેળવી શકે.

**કમન્દ અઝદહાએ મસલસલ શકન્જ**
**દેહન બાઝ કર્દ બ તારાજે ગન્જ**
**ઝે ગુર્રીદને ઝન્દેહ પીલાન મસ્ત**
**ગરેહ દર ગલુએ હઝબરાન શેકસ્ત**
**ઝે બસ તીગ બર ગરદન અન્દાખતન**
**નયારાસ્ત કસ ગરદન અફરાખ્તન**

કમાનો, ખન્જરો ગળી જવાને અજદાહોએ મોહડું બાલ્યું હોય તે મીસાલ હતી. રાક્ષસી કદના હાથીઓની ગર્જના સાંભળી ચિત્તાઓ પોકારી રહ્યા હતા, સિપાઇઓની ગરદનમાં એટલા તીરો આવી પડયા હતા કે કોઇની ગરદન ઉંચી રહી શકી નહીં.

**બ હર જા કે બાઝુ બર અફરાખ્તી**
**સરે ખસમ દર પાયશ અન્દાખતી**

જ્યાં પણ તે હાથ ઉંચો કરતો ત્યાં શત્રુનું માથું ભોંયે પડતું.

**ઝે બસ ખુને રૂમી દર આન તર્કતાઝ**
**હઝાર અતલસે રૂમી અફગન્દ બાઝ**

આ લડાઇમાં રૂમીઓનું એટલું લોહી રેડાયું કે જમીન તેથી હજારો લાલ રંગના રૂમી ગાલીચાઓથી ઢંકાએલી લાગતી.

**દો લશ્કર ચુ મુરો મલખ તાખ્તન્દ**
**નબરદે જેહાન દર જેહાન સાખ્તન્દ**

**બ શમશીરે પોલાદ વ તીરે ખદન્ગ**
**ગોરઝગાહ બર મુર કરદન્દ તન્ગ**

એ લશ્કરો કીડી અને તીડોનાં શુમાર વગરનાં ટોળાં માફક જંગ મચાવતાં હતાં, પોલાદની તલવારો અને ખદન્ગનાં તીરોએ એક કીડી માટે પણ નાહસવાનો માર્ગ રહેવા દીધો નહીં.

**કયામત કે પુશીદે બર રાએ માસ્ત**
**બુવદ રૂઝી આન રૂઝ ફરદાએ માસ્ત**
**ઝે અન્દીશહાએ ચુનીન હઉલનાક**
**દો લશ્કર ગનુદન્દ બા તરસોબાક**

ક્યામત કે જેને માટે આપણે ઝાઝું જાણતા નથી તે એક દહાડે આવનાર છે, તે દહાડો આવતી કાળ છે એવા ભયંકાર ખ્યાલ સાથ બે ડરી ગયલાં લશ્કરો રાતને વખતે ઉંઘતાં હતાં.

**ગોરીઝનદગાનરા દર આન રસ્તખીઝ**
**ને રૂયે રેહાઇ ને રાહે ગોરીઝ**

નહાસી જનારાઓને આ રસ્તખીજના મામલા વચ્ચે છુટકારો કે નહાસવાનો માર્ગ રહ્યો હતો નહીં.

**ચુ લશ્કર બ લશ્કર દર આમીખતન્દ**
**કયામત ઝે ગીતી બર અન્ગીખતન્દ**

જ્યારે બન્ને લશ્કરો લડવા ભેળાઇ ગયાં ત્યારે કેઆમત ચાલી રહેલી હતી.

**દર આમદ બ જુમબેશ દો લશ્કર ચુ કુહ**
**કઝ આન જુમબેશ આમદ જેહાંની સતુહ**

બે લશ્કરો પહાડ માફક દેખાતાં એકબીજા તરફ કુચ કરવા લાગ્યાં, જેથી તમામ દુન્યાં અચરતીથી જોતી ઉભી.

બર આમદ ઝે કહબે દો લશ્કર ખરૂશ
રસીદ આસમાનરા કયામત બગુશ
તબીરેહ બેગુરરીદ ચુન તુન્દ શીર
દર આમદ બ રકસ અઝદહાએ દલીર
ઝે શુરીદને નાલેએ કરનાઇ
બર ઓફતાદ તપે લરઝે બર દસ્તો પાએ
ઝે ફરીઆદે રોઇન ખમ અઝ પોશ્તે પીલ
નફીરે નેહન્ગાન દર આમદ ઝે નીલ

બન્ને લશ્કરોની હારોમાંથી પોકારો ઉઠતા હતા, જેથી ક્યામત આવે છે એમ આસમાન સુધી સંભળાતું હતું; નગારાંનો અવાજ સિંહની ગર્જના માફક સંભળાતો હતો, પીપાડીઓના અવાજ સાંભળી જોરાવર અજદાહો નાચવા પડ્યા, હાથો અને પગોપર ટાહડ્યા તાપની ધ્રુજરી ચઢી, હાથીની પીંઠાપર વાગતાં નગારાંના અવાજથી નાઇલ નદીમાં-નાં મગરમછોનાં ટોળેટોળાં બહાર આવ્યાં.

ઝે શમશીરે પોલાદ ચુન શીરે મસ્ત
બ કેશ્વર કોશાએ કલીદી બદસ્ત
સેપાહી ચુ ઝમબુર પુર નીશતર
ઝે ગુગાએ ઝમબુર હમ બીશતર

(સિકંદર) વિક્રાળ સિંહ જેવો હતો, તેની પોલાદની તલવાર દુનિઆના સઘળા દેશોના દરવાજા ઉંઘાડી નાખનારી ચાવી હતી, તેનાં લશકરના સીપાઇઓ નશતર ધરાવનારા ભમરા હતા. ગું ગું કરતા ભમરાઓના ટોળાંઓ કરતાં વધારે સંખ્યામાં હતા.

હમે મુલ્કે ઇરાન બદસ્ત આવોરદ
બે તખ્તે ક્યાન બર નશેસ્ત આવોરદ

**જેહાન ગીરદ વ હુમ નમાનદ બજાએ**
**સરનજામે ઉ હુમ દર આયદ ઝે પાયે**

(એવી આગાહી થઇ હતી કે) ઇરાંનનો તમામ મુલક તે હાથ કરસે, કયાની તખ્ત ઉપર તે બેસશે, દુનિઆં તાબે કરશે પણ આખરે તો પોતેજ પાયામાંથી ઉખડી જશે.

**મકુન તકીએ બર ઝોરે બાઝુએ ખીશ**
**નેગેહદાર વઝને તરાઝુએ ખીશ**

પોતાની બાજુના જોરપર ભરૂસો રાખતો ના, તરાજુનાં પલ્લાં સરખાં થવાને સરખા વજન જોઇએ તેમ તારૂં સમતોળપણું જાળવી રાખજે.

**દર ઓફતાદ દારા બદાન ઝખમ તીઝ**
**ઝે ગીતી બર આમદ યકી રસ્તખીઝ**
**દરખ્તે કેઆની બર આમદ બ ખાક**
**બેગલતીદ દર ખુન તને ઝખમનાક**

તે કારી જખમથી દારા પડયો, દુન્યામાં રસ્તખીઝ આવી, કેઆંની ઝાડ તેની જગ્યાએથી ઉખડયું, જખમોથી ભરાયલું શરિર લોહીલોહાંન થયલું ભોંયે પડયું.

**સોલીમાની ઓફતાદ દર પાએ મુર**
**હુમાન પશ્શે કર્દ બર પીલ ઝોર**

જાંણે સુલેમાન બાદશાહ કીડીના પગ આગળ મુએલો પડયો, અને મચ્છરે હાથીપર જોર કર્યું.

**અગર બર સપેહરી વ ગર દર મગાક**
**ચુ ખાકી શવી આકેબત ઝીરે ખાક**

તું આસમાનપર હોય કે ખાહીમાં હોય પણ જ્યાંસુધી મટોડીમાંથી પેદા થયલો છે ત્યાંસુધી તું મટોડીમાંજ પાછો જવાનો.

ચુનીન અસ્ત રસ્મે ઇન ગુઝરગાહરા
કે દારદ બ આમદ શોદ ઇન રાહરા
યકીરા દર આરદ બ હન્ગામે તીઝ
યકીરા ઝે હન્ગામે ગુયદ કે ખીઝ

આ મુસાફરીની જગ્યા (આ દુન્યા) માં એવીજ રીત ચાલતી આવી છે, અને મુસાફરોની ચાલ આવ-જા થતી રહે છે, એકને ઘટતે વખતે લઇ આવે છે. અને બીજાંને તેનો વખત આવ્યો કે કહે છે. ઉઠ, ચાલી જા.

-----: o :---------

## બહારસ્તાને જામીમાંથી.

ચુ રૂબાહ દર બીશેહે શીર બાશદ
શવદ અએમન અઝ ઝખમ વ ઝે ચન્ગે ગોર્ગાન
ઝે બીદાદે ખુર્દાન અમાન યાબદ આન કસ
કે ગીરદ વતન દર જીવારે બુઝોરગાન

જયારે કોહલું સિંહના જંગલમાં જાય તો વરૂઓનાં પંજાથી જખમી ન થતાં સલામત રહે; નાનાઓના અને નાદાનોના જુલમ અને ગેરઇનસાફથી તે શખ્સ સલામત રહે કે જે બુઝોરગોની નજદીકમાં જઇ વસે.

લઇમ ગર બીશતર બખશદત અતા મસેતાન
કે ઇન ઝે આદતે અહેલે કરમ બીરૂન બાશદ
કલાવેહ કે ઝે મેજાત બગરદનશ બનદદ
હઝાર બાર ઝે બારે શુતુર ફઝુન બાશદ

કંજુસ અને હલકી ખાશીઅતનું માણસ ગમે એટલું બક્ષે તોપણ તેની બક્ષેસ કબુલ રાખના, મોટાં દિલનાં માણસોને એવાંની બક્ષેસ લેવાની આદત હોતી નથી; એવાં

હલકી આશીઅત ધરાવનાર, આભારનો ભાર ગરદનપર બાંધે છે, તે ઉંટના બોજા કરતાં હઝાર ઘણો વધારે હોય છે.

**અએ બેરાદર અઝ તો બેહતર હીચકસ નશનાસદત**
**ઝાનકે હુસ્તી ચક સર સુ બીશરા અફ્ઝુન મનેહ**
**ગર ફ્ઝુન અઝ કદરે તો બેનેશાન્દત બનાબેરદી**
**કદરે ખુદ બેશનાસ પા અઝ હદ ખુદ બીરૂન મનેહ**

ઓ ભાઇ! તું પોતે પોતાને ઓળખે તે કરતાં કોઈ બીજું તને વધારે સારી રીતે ઓળખી શકે નહીં. પોતે ખરેખર હોય તેથી એક વાળ ભાર પોતાને વધારે માનતો કે મનાવતો ના; કોઇ. કમસમજથી તારી શકિત વધારે માને તો પણ પોતાની શકિત પીછાણી લે, હદની બહાર પગલું મુકતો ના.

**નીશે અકરબ ને અઝ પય કીન અસ્ત**
**મુકતઝાએ તબીઅતશ ઇનસ્ત**

વિચ્છુ કિનો લેવા માટે ડંખ દેતો નથી, તેની કુદરતી ખાશીઅત માત્ર ડંખ દેવાની છે.

**સેફ્લે દુનરા ચુ ગરદદ માદે સીર**
**બર હઝારાન શુર વ શર ગરદદ દલીર**

હલકત માણસનું હોજરૂં ભરાયું કે હજારો પોકારો કરતો અને બુરાઇ શોધતો સર્વની સામે બહાદૂરી કરતો ફરશે.

**ઝુરમંદી મકુન અએ ખાજેહ બેઝર**
**કે આખેર કાર ઝબુન ખાહી રફ્ત**
**ફ્રબેઅત કર્દ બસી નએમત વ નાઝ**
**ઝાન બેચનદીશ કે ચુન ખાહી રફ્ત**

દોલતની કુમકથી ઓ શેઠયા! તું જુલમ ગુજાર ના, આખરે તેનું પરિણામ તારે માટેજ ખરાબ આવશે: ઘણા

માલ, દોલતથી તું કરજે થયલો છે, પણ દુનિયામાંથી જવાનો વખત આવનાર છે તેનો અંદેશો કર.

**ચુ બાતો ખસમ શવદ સેફલે આન ને અઝ**
**બેરદ અસ્ત**
**કે દર બેસુમતે વએ મકર વ હીલે સાઝ કુની**
**હઝાર હીલેહ તવાન સાખ્ત વ ઝે હમે આન બેહ**
**કે હમ ઝે સુલેહ વ હમ અઝ જન્ગશ અહતરાઝ કુની**

તુચ્છ માણસ તારો શત્રુ બની આવે તો અક્કલની રીત નથી કે મક્કરથી અને ફરેબથી તેની સાથ તું કામ લેએ; હઝાર યુક્તિથી તેની સામે થઇ શકે તો પણ સર્વ કરતાં વધારે સારૂં તો આ છે કે એવા માણસ સાથ સુલેહ કે લડાઇનું કામ ન પડે તેમ દૂરજ રહે.

---

## રૂબાયાતે ઓમર ખ્યામમાંથી.

---

**દીગર ગમે ઇન ગેરદશે ગરદુન નખુરીમ**
**જોઝ બાદે સાફ વ મએ ગુલગુન નખુરીમ**
**મય ખુને જેહાંનસ્ત વ જેહાંન ખુનીએ મા**
**મા ખુને દેલે ખુની ખુદ ચુન નખુરીમ**

આ ફરતાં આસમાનનો અમો કશો ગમ પકડશું નહીં; ગોલાબી રંગના ચળકતા દારૂ સિવાય બીજું પીશું નહીં; દારૂ જેહાંનનું લોહી છે અને જેહાંન અમારો ખુની છે; ખુનીના દીલમાંનું લોહી અમો શા માટે ન પીએ?

**ઝાન કુઝે મય કે નીસ્ત દર વય ઝરરી**
**પુર કુન કદહી બેખુર બમન દેહ દીગરી**
**ઝાન પીશતર અય સનમ કે દર રેહગુઝરી**
**ખાકે મન વ તો કુઝેહ કુનદ કુઝેહગરી**

દારૂના કુજ્ને જેમાં કાંઇ નુકસાન નથી તેમાંથી પ્યાલું ભર અને પી, પછી મનેબી આપ; મરી જવા પછી તારી અને મારી ખાકમાંથી કુજ્ન બનાવનાર કુજ્ન બનાવે તે અગાઉ ઓ પ્રિય! એટલું કરી લે.

**પાક અઝ અદમ આમદીમ વ નાપાક શુદીમ**
**આસુદે દર આમદીમ વ ગમનાક શુદીમ**
**બુદીમ ઝે આબે દીદેહ દર આતશ દેલ**
**દાદીમ બબાદ ઉમર વ દર ખાક શુદીમ**

પવિત્રાઇમાંથી પેદા થયાં અને હવે અપવિત્ર બન્યાં, સુખરૂપ આવ્યાં અને ગમ ભરેલાં બન્યાં; દિલમાં આગ અને આંખમાં આંસુવાળાં બન્યાં; જીંદગી બરબાદ કરી આખરે મટ્ટી બન્યાં.

**અઝ હાદેસે ઝમાને આયન્દે મપોર્સ**
**વઝ હરચે રસદ ચુ નીસ્ત પાયન્દે મપોર્સ**
**ઇંન યક દમે નકદરા ગનીમત મીદાન**
**અઝ રફતે મયનદીશ વ ઝે આયન્દેહ મપોર્સ**

જમાનાથી શું તારીપર વીતનાર છે તે વિષે પૂછ ના, જે વીતે તે બાદુક રહેનાર નથી તો કાંઇ પણ પૂછ ના; એક ચાલતા દમને દોલત સમજ, વીતી ગયું તેનો વિચાર કર ના અને શું વીતનાર છે તે માટે કાંઇ પૂછજ ના.

**આનગેહ કે નેહાલે ઉમર બરકન્દેહ શવદ**
**વ અજઝામ ઝે યકદીગર પરાગન્દે શવદ**
**વર ઝાન કે સરાહી કુનન્દ અઝ ગેલે મા**
**હુશ્લી કે પુર અઝ બાદેહ કુની ઝનદેહ શવદ**

જ્યારે જીંદગીનું ઝાડ ઉખડી જશે, અને શરિરના અવ્યવો એક બીજાથી છુટા પડી નાશ પામશે, અને (કુંભાર) આપણી મટોડીમાંથી દારૂ ભરવાની સરાહી બનાવશે, તો હમણાં દારૂ પીઇ લે કે જીવતોજ રહે.

**બદખાહે કસાન હીચ બમકસદ નરસદ**
**યક બદ નકુનદ તા બ'ખુદશ સદ નરસદ**
**મન નીક તો ખાહમ વ તો ખાહી બદ મન**
**તો નીક ને બીની વ બમન બદ નરસદ**

કોઇનું બુરૂં ઇચ્છનાર કદી પણ પોતાની મકસદને પહોંચતું નથી: તે એક બુરૂં કરતો નથી કે જેથી તેને પોતાનેજ સો ઘણું બુરૂ થતું ન હોય: હું તારૂં ભલું ઇચ્છુંછું. અને તું મારે માટે બુરૂં માંગે છે, તો તું ભલું જોનેશે નહીં. અને બુરૂં મને પહોંચનાર નથી.

**તા ચન્દ અસીરે રન્ગ વ બુ ખાહી શોદ**
**ચન્દ અઝ પય હર ઝેશ્તો નેકુ ખાહી શોદ**
**ગર ચશ્મે ઝેહરી વ અગર આબે હયાત**
**આખર બદેલ ખાક ફરૂ ખાહી શોદ**

ક્યાં સુધી રંગ અને સુગંધનો કેદી તું થવા ઇચ્છે છે. ક્યાં સુધી બુડાં કે ભલાંની પછવાડે ફરતો રહેવા માગે છે, ઝેહર જેવાં પાણીનો ઝહરો કે આબે હયાત જેવું મીઠું પાણી તને મળે તોપણ આખરે તો મટ્ટીમાંજ તારૂં શરિર પડશે.

**મન દસ્ત બહીચ દસ્તગીરી નદેહમ**
**કે ઇશાંન હમે ફાની અન્દ વ પાયન્દેહ તુઇ**

કોઇ બીજા મદદ આપનારનો હાથ હું ધરૂં નહીં, કારણ કે બીજાં સર્વ ફાની અને નાશ પામનાર છે, તુંજ (ખુદાતાલા) હમેશ રહેનાર છે.

**બીગાંને અગર વફા કુનદ ખીશે મનસ્ત**
**વર ખીશ જફા કુનદ બદઅનદીશે મનસ્ત**

**ગર ઝેહર મવાફ્કત કુનદ તર્યાક અસ્ત**
**વર નોશ મુખાલેફ્ત કુનદ નીશે મનસ્ત**

પરાયાંઓ વફાદારી દેખાડે તે મારાં સગાંજ છે, પોતી-કાંઓ બેવફાઇ દેખાડે તે મારાં બુરૂ ઇચ્છનારાં છે. ઝેહેર જો માફક આવે તો તંદરોસ્તી આપનાર, ઝહેર ઉતારનારી દવા છે, પણ જીંદગી બચાવનાર દવા મારી તબીયતને માફક ન આવે તો તે મારે માટે (ઝેહેરી જાનવરનો) ડંખ છે.

---: o :---

# નેજામીની લયેલા મજનુનમાંથી.

પશ્ચિમમાં એટલે યુરોપમાં રોમીઓ અને જુલીયટના નામ જાણીતાં છે તેમજ પૂર્વમાં એટલે એશિઆમાં લયેલા મજનુનનાં નામ સાચ્ચા અને અખંડ પ્રેમ માટે કહેવતરૂપ છે. મજનુનનું અસલ નામ કૈસ હતું. મજનુન અને લયેલા એકજ નિશાળે શીખતાં હતાં ત્યારથી એક બીજાને ચાહતાં હતાં. તેઓ બંનેના બાપો રાજા હતા. કૈસને મજનુન એટલે ઝનુની અથવા પ્રેમ ઘેલો એવે નામે ઓળખવામાં આવતો હતો, કારણ કે તેની વાત સઘળે ફેલાઈ ગઇ હતી મજનુનના બાપે તેને માટે લયેલાની માંગણી કરી પણ લયેલાના બાપે ના પાડ્યું. તેથી મજનુન પહાડ અને જંગલમાં દીવાના માફક ભટકતો; તેને માટે નવફળ નામના રાજાએ લયેલાના બાપ સામે લડાઈ ઉઠાવી, પણ તે હારી ગયો અને લયેલાના બાપે તેણીને બખત ઇબ્ને સલામ નામના રાજા સાથ પરણાવી દીધી. લયેલા, ઇબ્ન સલામથી દૂરજ રહેતી, અને મજનુનને જંગલમાં જઇ મળી, જ્યાંથી પણ તેનાં સગાં-વ્હાલાં ઘેર ઘસડી લઈ ગયાં, જ્યાં કેટલોક વખત પછી લયેલા ગુજરી ગઇ અને મજનુંનને ખબર પડતાંજ આવી, લયેલાના પગપર માથું મુકી તે પણ મરી ગયો.

**આન કુહ કે નજદ બુદ નામશ**
**મજનુન શુદેહ બુદ મોર્ગે બામશ**

તે પાહડ કે જેનું નામ નજદ હતું તેનાં શિખરપર મજનુન પક્ષિ માફક બેઠો હતો.

**બર કુહ બર આમદી ઝે અનદુહ**
**કઝ બારે દેલશ ફરૂ શોદી કુહ**

પહાડ ઉપર એટલાં દુખ ભરેલાં દિલથી આવ્યો હતો કે તેનાં દિલનાં ગમના ભારથી પહાડ બેસી ગયો.

**નાલાન ઝે બખારે આહ દર કુહ**
**ચુન રઅદ ઝે અબ્રહાએ અનદુહ**

તેનો હાયઅફસોસ ભરેલો રૂડનનો અવાજ દુ:ખનાં વાદળોમાંથી નીકળતી ગર્જના જેવો હતો.

**ચુન આરરેહ દો સદ ઝબાંન કશીદ**
**કે અય્યામ તોરા ઝે મન બરીદ**

કરવત માફક બસો જીભ તેણે બહાર કાઢી અને બોલ્યો જમાનાએ તને મારી કનેથી છીનવી લીધી.

**ખાહમ કે બ ગુશેહ નશીનમ**
**તા હીચ બદ અઝ જેહાંન ન બીનમ**

હું ચાહુ છું કે ખુણામાં બેસું કે જેથી દુન્યાની કશી ખરાબી હું જોઉં નહીં.

**દર કુહ ગોરીખ્તમ બદીન હાલ**
**તોફાંને ગમત હમાન બ દુમ્બાલ**

પહાડમાં આવા દુખભરેલા હાલે હું નાઠો પણ તારાં ગમનાં તોફાને મારી પૂઠ પકડી છે.

(મજનુન દીવાનો જેવો જંગલમાં ભટકે છે.)

**મીરફ્ત એનાન ઝે દસ્ત રફતે**
**ચુન ખાને પાયે પસ્ત રફતે**
**અઝ ગરમીએ આફતાબ તાબાન**
**સરગશ્તે ચુ મુર દર બીઆબાન**

**અઝ હુર તરફી કે કર્દે રૂઇ**
**અઝ ગેરીએ રવાને કર્દે જુઇ**

હાથમાંથી લગામ છોડી મૂકી હોય કે ઘરનો પાયો ધસી જતો હોય તેમ ચાલતો લાગો; જોરથી પ્રકાશતા સૂર્યની ગરમીને લીધે જંગલમાં રખડી ગએલી કીડી માફક ચિંતભ્રમ બની ગએલો હતો, જ્યાં પણ જતો ત્યાં આંસુની નદી નહેતી કરી મુકી હતી.

**દર આએ રવાન હલાલ રોશન**
**લરઝાન ચુ બેબાદ બર્ગે સોસન**
**મજનુન ઝે ચનાન મકાંમે દેલકશ**
**નાલાન ચુ દર આબ ઓફતદ આતશ**

ચાલતાં પાણીમાં પ્રકાશનો ચંદ્ર, સોસનનું પાંદડું પવનથી હીલે તેવો દેખાતો હતો. આ મનોહર જગ્યાએ આતશપર પાણી પડવા જેવો મજનુંનનાં રડવાનો અને હાયમોસારાંનો અવાજ સંભળાતો.

**ઉ ખુસરૂએ મુલ્કે ઇશ્ક બીરેખ્ત**
**બે નશેસ્ત બકુહે નજદ બર તખ્ત**

પ્રેમના મુલકનો મુફલેસ રાજા બન્યો હતો, નજદના પહાડપર તેનું તખ્ત હતું.

**અઝ ખુરદને નાખુને દદોદામ**
**ગશ્તી ચુ દરખ્તે ખારશ અન્દામ**

જંગલી પશુઓનાં નખરીઆં લાગવાથી તેનું શરિર કાંટાની ઝાડી જેવું બન્યું હતું.

**ખારી ન બુદ બ હીચ સહરા**
**કે આનરા ન કશીદેઅમ અઝ પાય**

કોઇ પણ જંગલમાં એક પણ કાંટો હશે નહીં કે જે મેં મારા પગમાંથી કાઢ્યો ન હોય.

**મજનુન ચુ દીઆરે યારરા દીદ**
**ઓફતાદ બ ખાક વ ચેહરે માલીદ**

મજનુને જ્યારે માશુકનો મુલક જોયો ત્યારે તેણે ભોંય પર પડી નાક ઘસણી કીધી. (મજનુનને પ્રેમનાં ઝનુનના ઇલાજ તરીકે મક્કે હજ કરવા લઇ જતાં માર્ગમાં લએલાનું શહેર જોઇ આ પ્રમાણે કીધું.)

**એગેરીસ્ત કે કાબે મન ઇનસ્ત**
**હાજતગેહ જાનમ ઇન ઝમીનસ્ત**

રડીને બોલ્યો કે આ મારી બંદગીની જગ્યા અને દેવળ છે. મારા જીવની હાજત આ જગ્યા છે.

**કરદન્દ ખઝાને ખએર ચન્દાન**
**કઝ ગન્જ ઝમીને મક્કે શોદ કાન**

એટલો બધો ખજાનો ખેરાત કીધો કે મક્કાની જમીન સોનાં રૂપાંની ખાણ થઇ ગઇ.

**ચુન પીર ખમીદે પોશ્ત મહઝુન**
**પીશ દરે કાબે બોર્દ મજનુન**

બુઢ્ઢા માણસ માફક (ગમના ભારને લીધે) કમ્મરમાંથી વાંકા વળી ગયલા મજનુનને કાબા (મક્કાની મસજીદ) ના દરવાજા આગળ લઈ ચાલ્યા.

**મજનુન ચુ બકાબે દીદ ખએલી**
**રૂ કર્દ સુએ દીઆરે લએલી**

મજનુને કાબા તરફ જોયું અને પછી લએલીનાં શહેર તરફ પોતાનું મોંહ કર્યું.

**ગોફ્તા બે નેશાન ઝે લોત્ફે યા રબ**
**ચુન અખગર ઓસ્તખાનમ અઝ તપ**

**દર દીલ ગમે લએલીમ ફઝુન કુન**
**જોઝ મેહરે વય અઝ દેલમ બીરૂન કુન**

અને બોલ્યો ઓ ખુદા! આગની ચીંગારી માફકની મારાં હાડકાંમાં સળગેલી તાપ નરમ પાડ.

મારાં દિલમાં લએલીને માટેનો ગમ વધાર, તેણીના પ્યાર સિવાય મારાં દિલમાં બીજું કાંઈ રહેવા દે ના.

**મી ગોફ્ત વ હમીગેરીસ્ત ચુન મીગ**
**ચુન બર્ક ફગન્દે બર ઝમીન તીગ**
**કીનરા ચે કુનમ કે જાન ન દારદ**
**ચુન મોરદેહ જોઝ ઓસ્તખાન ન દારદ**
**દર રીઝશે ખુને ઉ ચે ખીઝમ**
**ખુની કે ન દારદ ઉ ચે રીઝમ**

બોલતાં બોલતાં રડીને આંસુનો વરસાદ વરસાવ્યો અને વિજળી ભોંયપર પડે તેમ પોતાની તલવાર ભોંયપર ફેંકી કહ્યું, આને હું શું કરૂં, એનામાં જીવ પણ નથી; મુરદાં માફક માત્ર હાડકાં સિવાય કાંઇ રહ્યું નથી, એનામાં લોહીનું નામ નથી તો એનું લોહી હું કેમ રેડું? (મારી નાખું.)

(લએલાના બાપે જંગલમાં મજનુનું ખુન કરવા મોકલેલો ખુની તેની હાલત જોઇ રડી પડે છે.)

**અઝ ઝેનદેહ વ પાયદાર બાશદ**
**કુ કોશ્તે ઇશ્કે યાર બાશદ**

જે માશુકના પ્યાર માટે મરે તે હમેશગીમાં જીવતો છે. (મજનુન ખુનીને કહે છે.)

(મજનુનની વાત જાણી નવફળ નામનો રાજા તેને જંગલમાંથી લાવી પરોણાગત કરે છે, પછી લએલાના બાપ સામે લડાઇ ઉઠાવે છે.)

**હમદાઘ ચુ બર્ગેહાએ લાલે**
**ખુરદન્દ મએ અઝ યકી પ્યાલે**

**દર સીને હર દો કુહ અનદુહ**
**ગેરીઆંન ચુ દો સરમે અઝ યકી કુહ**

ગુલલાલાના ફુલના પાંદડાં માફક તેઓનાં દિલ એક-બીજાને બાઝેલાં અને દાઘદાર હતાં, તેઓ એકજ પ્યાલાંમાં-થી દારૂ પીતા હતા, બન્નેની છાતીમાં દુ:ખનો પહાડ હતો, અને એક પહાડમાંથી બે ઝહરા વહેતા દેખાય તેમ તેઓનાં આંસુ વહેતાં હતાં.

**હાલી ખુદ વ લશ્કરી બેયારાસ્ત**
**ચુન બાદ ગબારનાક બરખાસ્ત**

તુરતજ પોતે તૈયાર થયો, અને લશ્કર પણ તૈયાર કર્યું, ધુળનો વંટોળ્યો આકાશ તરફ ચઢતો આગળ વધે તેમ નીકળ્યો.

**હાલી ઝરહે નબોર્દ પુશીદ**
**દર કીને ચુ અઝદહા ખરૂશીદ**

લડાઇનું બખ્તર તેણે પેહર્યું અને અજદહા માફક ક્રોધથી શોધતો પોકારવા લાગ્યો.

**રફ્તન્દ સેપેહ ઝે દરએ જઆશાન**
**ચુન સુરત આઇને દર આહન**
**ચુન બર્ક રવાન શોદન્દ દર દમ**
**ચુન અબ્ર સપર કશીદ દર હમ**

ચળકતાં બખ્તરવાળા સિપાહીનું લશ્કર લોખંડની ફ્રેમમાં આરસી જડી હોય તેવું લાગતું. વિજળીની ઝડપથી તે પસાર થઇ ગયું. તેઓની ઉંચે ધરેલી ઢાલો આકાશ માફક પ્રકાશતી હતી.

**અઝ ગેરદે સેપેહ કે શોદ હવીદા**
**ખુરશીદ નેહાન સેતારે પએદા**
**આવાઝે બદન્ગ પર નેશાન્દન્દ**
**પએગામે અજલ બ જાન રસાન્દન્દ**

કુચ કરતાં લસ્કરથી ઉડી રહેલી ધુળને લીધે સૂર્ય ઢંકાઇ જઈ રાત જેવો સેતારાઓના પ્રકાશનો વખત લાગતો; પાછાંવાળો ખદન્ગનો તીર અવાજ કરતો સિપાહીના જાનને, મોતના ફરેસ્તાનો પેગામ પહોંચાડતો હતો.

**અઝ ખુને મબારઝાન બ પએકાર**
**શમશીરે અજલ ગેરફ્ત ઝનગાર**
**તીગ આમદ વ તીર બર સવારાન**
**અઝ રૂખ્શ સપર ચુ બર્ક બારાન**

**અઝ તાર કમન્દહાએ ઝીબા**
**ગશ્તે સફે જંગ નકશે દીબા**

**જાની કે શોદ અઝ બદન હવાગીર**
**ચુન મોરગે હવા શોદ અઝ પરે તીર**

લડવૈયાઓની લડાઇમાં ચાલી રહેલી કતલને લીધે કુદરતી મોતની તલવાર કાટ ખાતી પડી; સવારો ઉપર તલવાર અને તીરો આવી પડતાં, જાણે કે આકાશ વિજળીનો વરસાદ વરસાવતું હતું.

ઝળકતી સુંદર કમાનોના તારોથી લડાઇનું મેદાન ઝળઝળી રહ્યું હતું.

શરિરમાંથી જે પણ જીવ નીકળી હવામાં જતો તે તીરોને જાંડલાં પીછાઓથી હવામાં ઉડતાં પક્ષિ જેવો લાગતો.

(લએલીના ગમ તથા બિમારી વિષે.)

**હર ગુલ કે બ તાઝે બાગશ અફ્રુઝદ**
**બીયાર હઝાર દાઘશ અફ્રુઝદ**

દરેક ફુલ તેના લીલોતરીવાલા બાગમાં ઉગતું તે માશુક વગર હજાર દાઘથી ભરેલું હતું.

**હર સોબેહ ઝે દુદે આહ તા શામ**
**મીઝદ અલમ સીહા બર બાંમ**

દર સહવારથી સાંજ સુધી હાયઅફસોસનો ધુમાડો આકાશ સુધી કાળો વાવટો ચઢાવતો.

**અઝ આતશ વ આહ વ સુઝ વ નાલેહ**
**પુર દાઘ રેખશ ચુ બાગ વ લાલેહ**

દિલની આગ અને અફસોસ તથા રૂદનથી તેનો ચેહરો બાગ જેવો અને ગુલાલાના ફુલ જેવો દાઘોથી ભરેલો થયો હતો.

**સદ પારેહ બદન ઝે નાખુનાનશ**
**ચુન અબ્ર હલાલ દર મીઆનશ**

છુટાં પડતાં વાદળાં વચ્ચે ચંદ્ર દેખાય તેમ તેનાં નખોએ શરિરના સો ટુકડા કર્યા હતા.

**અઝ તપ શુદેહ બીતવાન વ પરીઉશ**
**હમ ચુન ઝને હીન્દવી દર આતશ**

તાપથી નાતવાન અને પરી જેવી કાવલી બનેલી. આગમાં હિંદુ સ્ત્રી સતિ થતી હોય તેવી લાગતી.

(તેને માટે ડાકટરને બોલાવે છે, જે પ્રેમની બિમારી છે એમ ઝટ પારખે છે.)

**હાલી કે નઝર બ રૂયશ અન્દાખ્ત**
**બીમારીએ ઇશ્ક બુદ બેશનાખ્ત**

જેવી તેણીના ચેહરા તરફ નજર કરી કે પ્રેમની બીમારી છે એમ પારખી કાઢયું.

**ચુન દસ્ત બ નબ્ઝ ઉ બેમાલીદ**
**ચુન માર ગઝીદે ઉ બે નાલીદ**

તેણીની નાડપર હાથ મુકયો તેવોજ સાંપે ડંખ્યો હોય તેમ ઝબકીને પોકારી ઉઠયો.

(ડાકટર હીકમતથી ફુલ સુંઘવા આપે છે.)

**વ આનગેહ પય હદીએ બાદેલી શાદ**
**ઇન દસ્તે ગુલ બદસ્તે મન દાદ**
**લએલી ચુ ગુલશ બેદીદ દર દસ્ત**
**અઝ બીસ્તરે તપ ચુ શોલેહ બરજસ્ત**

**આન દસ્તે ગુલ ગેરફ્‌ત વ બુ કર્દ**
**દર દમ ગુલ સોર્ખ શોદ ગુલ ઝર્દ**

(ડાકટર કહે છે) મજનુને ખુશાલ દિલે તારે માટે હદીઆ અથવા ભેટ તરીકે આ ફુલનો તુરો મોકલ્યો છે: લએલા તેના હાથમાં ફુલ જોતાંજ બિછાનાપરથી આગનો ભભુકો ઉઠે તેમ ઉઠી; તે ફુલનો તુરો લઇને સુંઘ્યો કે તુરતજ લાલ ફુલોનો તુરો પીળો બની ગયો. (તેના નાકમાંથી નીકળેલા પ્યારના ગરમ તાપથી કરમાઇ ગયો.)

(લએલા બાગમાં ફરવા જાય છે.)

**બેગેરીસ્ત કે અએ બહાર બાગમ**
**અએ બાગ બહાર બીનો દાગમ**
**દુર અઝ ચમને રેખત બ ગુલઝાર**
**દર દીદે ગુલસ્ત વ દર દેલમ ખાર**

રડતાં બોલી, ઓ મારા બાગોબહાર! તારા વગર હું માત્ર દાધ બની છું. તારા બાગ જેવા ચેહરા વગર બાગની વચ્ચે, નજર આગળ ફુલ અને દિલમાં કાંટા હોય તેવી હાલતે છું.

**બા આનકે ચુ જીન્નતસ્ત ગુલઝાર**
**બીરૂયે તો દોઝખસ્ત પુર ખાર**

જો કે બાગ તો બહેસ્તના બાગ જેવોજ છે તો પણ તારા ચેહરા વગર મારે મનથી કાંટા ભરેલું દોજખજ છે.

**હર ગુલ કે બસહને બોસ્તાન બુદ**
**દર આઇને રેખશ નમુઆંન બુદ**

તે બાગનાં ખુણેખુણાંમાંના તમામ ફુલો જાણે તેના ચહેરામાં દેખાતાં હતાં.

(નવફલ લડાઇમાં હારી જાય છે, અને લએલાનો બાપ તેણીને
બખ્ત ઇબને સલામ નામના રાજા સાથ પરણાવે છે.)

લએલા બોલે છે:

**ચુન મોરદેહ નબુદ રવાન બ ગુરમ**
**કે અઝઆંમ હમી બારદ બ ઝુરમ**
**આન કસ કે બદોઝખ આવરન્દશ**
**ખુદ મી નરવદ કે મો બોરન્દશ**

મુડદું પોતે પોતાની મેળે ગોરમાં જતું નથી; જમાનો મને જબસ્તીથી લઇ જાય છે, જે શખ્સને દોઝખમાં લાવવામાં આવે છે તે પોતે જતો નથી, તેને ત્યાં ઘસડી લઇ જવામાં આવે છે.

(ઇબ્ન સલામ તેણીને કોટી કરવા ઇચ્છતાં લએલા તેને
તમાચો લગાવે છે.)

**વ આનગાહ ચુ સોર્ખ ગુલ બગુનચે**
**ઝદ બર રેખ બીશતન તપાનચે**
**ગોફતા બઅદબ નશીન વ બરખીઝ**
**ચુન ખાર બગુલબનમ મ યાવીઝ**

તેના ગાલ ઉપર તમાચો મારી લાલ ફુલની કળી જેવો બનાવ્યો અને કહ્યું અદબ રાખીને બેસ ઉઠ કર, કાંટા માફક મારા બાગમાં વીંટલાવા ના આવ.

(ઇબ્ન સલામ આશા છોડે છે; લએલા મજનુનને
જંગલમાં મળે છે.)

**ચુન બાઝ જમાલ હમ બેદીદન્દ**
**ચુન તારકસબ બહમ તનીદન્દ**

જ્યારે તેઓએ એકબીજાનો સુંદર ચેહરો ફરીથી જોયો ત્યારે તેઓ તાર કસબ માફક એકબીજા સાથ વીંટલાયાં.

**બીરૂએ તોઅમ ચુ કેશ્તે બીઆબ**
**બારૂએ તોઅમ ચુ બાગ સીરાબ**

(લએલા કહે છે) તારા ચેહરા વગર પાણી વગરની રોપણી માફક હું છું, તારો ચેહરો જોતાં પાણીથી તરોતાઝે થયલા બાગ માફક હું બનું છું.

બાહુમ કે ચુ સાયે રૂઝો શબા
બાતો સર વ પા નેહુમ બ યક જા
દર બાગે ઝમાને તા દમ મર્ગ
બાશીમ બસાયે યકી બર્ગ

(લએલા કહે છે) હું ઇચ્છું છું કે પડછાયા માફક રાત દિવસ તારી સાથ એકજ જગ્યાએ રહું, જમાનાના બાગમાં મોતની ઘડી સુધી એકજ ઝાડનાં પડછાયા તળે રહીએ.

ઇશ્કે તો મરા ઝે જાન બરઆવોર્દ
બુનીઆદ મન અઝ જેહાંન બરઆવોર્દ

(મજનુન કહે છે) તારી તરફના મારા પ્રેમે મારો જાન ઉખેડી કાઢયો, જેહાંનમાંથી મારી બુનીઆદ ઉખેડી નાંખી. (લએલાને તેનાં સગાંવહાલાં જંગળમાંથી પાછી ઘસડી જાય છે.)

(આખરે લએલા ગુજરી જાય છે)

લએલા બેગોઝશ્ત અઝ ઇન ગુઝરગાહ
સદ કાફ્લે જાને ખલ્ક હમરાહ
બેગુઝશ્ત ચુ આફતાબે ગરદુન
જાન બર લબ વ લબ બ યાદે મજનુન
બી મેહરે રેખશ ચુ લઇલ મઝલુમ
બીહુશ વ સીહાપુશ આલમ

લએલા આ ફાની ગુજરી જવાની દુન્યામાંથી ગઇ, તેની સાથે દુન્યાના બીજા ગુજરી ગએલાં માણસોના જાનોનાં સેંકડો ટોળાં હતાં.

આકાશપરથી સૂર્ય પસાર થાય તેમ તેણી પસાર થઇ ગઇ; તેણીનો જીવ હોટપર હતો અને હોટ મજનુની યાદમાંજ હતો.

તેણીના સૂર્ય જેવા ચેહરા વગર અંધારી રાત માફક કાળો પોશાક પેહરી તમામ દુન્યાએ, ઉંઘમાં હોય તેમ ભાન ખોયું.

**ચુન દેલબરે ખીશરા ચુનાન દીદ**
**બર ફર્ક ફતાદ આસ્માન દીદ**

(મજનુને) જ્યારે પોતાની પ્રિયાનો આ હાલ જોયો ત્યારે તે ઉંધે મસ્તક પડી આસમાન જોવા લાગ્યો.

**એકોશાદ જનાઝેરા નેહોફ્તે**
**લએલા બજનાઝે દીદ ખોફ્તે**
**નાલીદ ચુનાન કે દેલસેતાનશ**
**બશનીદ દર આન જેહાંન ફગાંનશ**

અબગસે શબપરનું ઢાંકણુ ખસેડયું અને લએલાને ઉંઘતી જોઇ એવો તો પોકારીને રડયો કે તેની દિલદારે તેનો અવાજ પેલી દુન્યામાં સાંભળ્યો.

**જનાઝેહુપુશ બ કોશાદ**
**રૂ બર કદમશ નેહાદ વ જાન દાદ**

( મજનુને ) શબપરનું ઢાંકણુ કાઢયું, અને તેણીના પગ-પર માથું મુકી પ્રાણુ છોડયો.

**હર ગુલ કે અઝ આન ગીહા રૂયદ**
**દીવાને શવદ હર આન કે બુયદ**
**ઇશકી કે ઝે કયદે નફસ પાક અસ્ત**
**ચન્દીન અસરશ દર આબ વ ખાકસ્ત**

પાક પ્યારથી ચાહનાર આશકમાશુકો જ્યાં દટાયલાં હોય તે જગ્યાપર ઉગતાં ઘાસ વચ્ચેનું ફુલ સુંઘતાંજ કોઇ દિવાનું બની જાય. હલકા હવસ વગરનો પાક પ્યાર પાણી અને મટોડીપર પણ એવી અસર કરે છે.

———:о:———

# જામીની યુસફ ઝલીખામાંથી.

અસલી ફારસી સાહિત્યમાં ખુબસુરતી અને પાકીજગી માટે શાહજાદા સ્યાવક્ષનું નામ જાણીતું છે. તેજ પ્રમાણે પાછલાં ફારસી સાહિત્યમાં મુસલમાન અસર તળે, યુસફ, ખુબસુરતી અને પવિત્રાઇ માટે કહેવતરૂપ છે. યુસફ, યાકુબ જે કેનાનનો રાજકર્ત્તા હતો તેના બાર છોકરામાંનો સર્વથી નાનો હતો. તેના બાપનો ઘણોજ માનીતો હોવાથી, તેના ભાઇઓ અદેખા બન્યા હતા, અને યુક્તિથી તેને જંગલમાં લઇ જઇ કુવામાં નાંખી દીધો હતો, ત્યાં ત્રણ દિવસ રહેવા પછી તેને મુસાફરોની પેનજરે કુવામાંથી પાંણી કાઢવા આવતાં, બહાર કાઢયો; અને મીસર દેશમાં લઈ જઇ ગુલામ તરીકે વેચવા બજારમાં લઇ ગયા. ઝલીખા, જે એક રાજાની દીકરી હતી તેને સ્વપ્નામાં યુસફ દેખાતાં, તેપર માહીત થઇ હતી; અને તેનું નામ તથા દેશ વિષે પુછતાં "હું મીસરનો છું, અને અઝીઝ મીસર કહેવાઉં છું" એમ જણાવ્યું હતું. ઝલીખા માટે અનેક રાજાઓએ માગું મોકલ્યું હતું, પણ તેણીના ગમ અઝીઝ મીસર માટે જોઇ તેના બાપે ત્યાં માંગું મોકલ્યું જે સ્વિકારાવાથી બાદશાહી ઠાઠમાઠ અને હદીઆ સાથ મીસર ભણી તેણીને મોકલી. ત્યાં પહોંચતાં અઝીઝ મીસર લશ્કર લઇ ભપકા સાથ તેણીને એસ્તેકબાલ લેવા ગયો. ઝલીખાએ તંબુની ફાટમાંથી જોતાંજ, સ્વપ્નામાં દેખાયલો તે ધણી નથી એમ જોઇ ઘણીજ દુઃખી થવા લાગી. જબ્રઇલ ફરેસ્તો (સરોશ) તેણીને દેખાવ દઈ દિલાસો આપે છે કે જો કે તું માંગે છે તે આસામી આ નથી, તોપણ એનીજ મારફતે તારી ઇચ્છા પાર પડશે. ઝલીખા આથી ધીરજ પકડે છે. તેણી પેલા અઝીઝ મીસર સાથ પરણે છે. જ્યારે યુસફ જેવો અતિ ખુબસુરત ગુલામ વેચવાનો છે એમ લોકોએ જાણ્યું ત્યારે તમામ લોક તેને ખરીદવા એક એક સાથ ચઢાચઢી કરવા લાગ્યું. આખરે, જો કે મીસરનો શાહ પોતે તેને ખરીદવા માંગતો હતો તો પણ અઝીઝ મીસર પાસ ઝલીખાએ શાહને કહેવાડયું કે તેણીને ખરીદવાની રજા આપવી, કારણ કે તેણીને બચ્ચું ન હોવાથી તેને બચ્ચાં માફક રાખશે, જ્યારે તે શાહનોજ ગુલામ ગણાશે. શાહે રજા આપી. ઝલીખાએ

સ્વપ્નામાં દેખાએલો તેજ હતો એમ જોઇ બહુજ મોટી કિમ્મતે યુસફને ખરીદયો, અને દરેક પ્રકારનું સુખ દેખાડવા, ખવાડવા પીવાડવામાં પોતાની દોલત ખરચી નાંખવા લાગી. યુસફ માટે તેણીનો પ્યાર અને ગમ હદ વગરનો જોઇ તેણીની દાસી યુસુફ તરફ પ્યારનો પેગામ લઇ ગઇ. યુસફે કહ્યું, જેણે મને બચ્ચાં તરીકે પાળ્યો અને મારીપર બેશુમાર મેહરબાંની અને નવાજેશો કરી તેને હું આડે માર્ગે ઉતારવાનું કરૂં ? હું કુતરૂં નથી, માણુસનું બચ્ચું છું. ખુદાના બાગમાંનું ફુલ છું જે ફુલમાં તેણે પોતાના અસંખ્ય ભેદો સમાવેલા છે.

**ગુલીઅમ રાઝહા દર વય નેહોફ્તે**
**ઝે ગુલઝારે ખલીલહા શેગોફ્તે**

**કે મન દારમ ઝે ફઝલે ઇઝદે પાક**
**ઉમીદે અસ્મત ને નફ્સે હવસનાક**

પાક ખુદાતાલાની મેહરબાંનીથી હું પવિત્રાઇની ઉમ્મેદ રાખું છું, હવસી અને અપવિત્ર બનું નહીં.

જ્યારે ઝલીખા પોતે તેને રૂબરૂમાં પોતાનો પ્યાર જાહેર કરે છે ત્યારે યુસફ કહે છે,

**મકુન તર ઝે આબે એસીઆન દામનમરા**
**મસુઝ અઝ આતશે શહેવત તનમરા**

મને ગુનેહગાર બનાવવાનું ના કર, મારાં શરિરને હવસની આગમાં બાળવાનું ના કર.

**બપાકાની કઝ ઇશાન ઝાદેઅમ મન**
**બદીન પાકીઝગી ઓફ્તાદેઅમ મન**
**અઝ ઈશાન અસ્ત રઓશન ગોહરે મન**
**વઝ ઇશાન અસ્ત રખશાન અખતરે મન**

. તેવણ સાહેબે (ખુદાતાલાએ) પોતાની પવિત્રાઇમાંથી મને પવિત્ર બનાવ્યો, તેવણ સાહેબે મને (જાન અને અકલનું) રોશન ગોહર બક્ષ્યું; તેવણ સાહેબથીજ મારો સેતારો બુલંદ અને ઝળકતો રહે છે.

આખરે નજ ફાવતાં, યુસફ રખે અઝીઝે મીસરને સઘળી વાત કહી દએ, એમ બીહીને, ઝલીખા પોતેજ તેનીપર તરકટ કરે છે

કે એણે મારો પ્યાર મેળવવા ઇચ્છયું હતું, તેને બંધીખાને મોકલાવે છે. આખરે એક ત્રણ મહિનાનું દુધમળ બાળક યુસફની નિર્દોષતા માટે ગવાહી આપે છે. મીસરના શાહને એક સ્વપ્નો આવવાથી યુસફ તેનો ખુલાસો કરી શકશે એવી સલાહ મળતાં તેને બંધીખાંનેથી બોલાવી માનથી બેસાડી, સ્વપ્નાનો અર્થ પૂછે છે; જેનો જવાબ તે એવી સારી રીતે આપે છે કે શાહ તેનાથી ખુશ થઇ, તેને અઝીઝે મીસરનો દરજ્જો આપે છે. આગળો અઝીઝ મીસર (ઝલીખાનો પતિ) થોડા વખતમાં મરણ પામે છે. ઝલીખાએ પોતાની સઘળી દોલત યુસફ પાછળ ખરચી નાંખેલી હોવાથી નિર્ધન બનેલી, હજીબી તેનાજ ખ્યાલમાં ફરે છે. મીસરનો શાહ મરતી વખતે યુસફને પોતાનો ગાદીવારસ ઠેડવે છે યુસફની સ્વારી શહેરમાં ફરવા નીકળે ત્યારે રસ્તે રસ્તે તેની આગળ જવાની કોશેશ ઝલીખા કરે છે, પણ ન ફાવતાં આખરે યુસફનાં મકાંનમાં ઘસી જાય છે. યુસફ તેને ઓળખી ન શકવાથી પૂછે છે, તું કોણ છે? ઝલીખા કહે છે, હું તેજ છું કે જેણે પોતાની દોલત અને દુન્યા તારે માટે ફના કરી છે, હું ઝલીખા છું (અર્થાત, એજ પ્રમાણે આપણે દોલત તથા દુન્યાના ખયાલ તજી ખુદાનોજ ખ્યાલ રાખવો.) યુસફ પૂછે છે, તું ઘરડી કેમ થઇ ગઇ છે? ઝલીખા કેહે છે તારી જુદાઇના ગમમાં ઘરડી થઇ ગઇ. ફરીથી યુસફ પૂછે છે તારી કમ્મર વાંકી કેમ વળી ગઇ? ઝલીખા કહે છે તારા ગમનો ભાર ખમતાં વાંકી વળી ગઇ. યુસફ પૂછે છે, તારી આંખો તેજ વગરની કેમ થઇ ગઇ? ઝલીખાએ કહ્યું, તારે માટે લોહીનાં આંસુ પાડતાં તેજ વગરની થઇ ગઈ. પછી, યુસફ ખુદા પાસ દુવા માંગે છે, તેથી ઝલીખા ચાલીસ વર્ષની થયલી તે અઢાર વર્ષની જેવી જવાન થઇ ખુબસુરત બને છે. યુસફ પૂછે છે, તું કાંઈ મારી કને માંગે છે? ઝલીખાએ કહ્યું, તારો પ્યાર માંગું છું. યુસફ વિચારમાં પડે છે એટલામાં જબ્રઇલ (સરોસ) બસારત કરે છે કે ખુદાની મરજી છે કે તું ઝલીખા સાથ નેકા કરે. યુસફ ઝલીખા સાથ નેકા કરે છે. પછી બન્ને સુખથી રહે છે. યુસફ ગુજરી જાય છે ત્યારે ઝલીખા વિલાપ કરતી, પોતાની બન્ને આંખો આંગળાં વડે ખેંચી કાઢી તેનાં શબપર ફેંકે છે, કે હવે એ આંખો કોણને જોય? અને તુરતજ પોતે મરી જાય છે. બન્નેને એકજ ઘોરમાં દફનાવે છે, અને હંમેશગીની જીંદગી પામી મરણ પછી પણ એકબીજાં સાથેજ રહે છે.

## ઇશ્ક એટલે મહોબત (ખુદાની મહોબત) ની તારીફમાં.

---

અસીરે ઇશ્ક શવ કે આઝાદ બાશી
ગમશ બર સીને નેહ તા શાદ બાશી
મયે ઇશ્કત દેહદ ગરમી વ મસ્તી
વગર અફસોરદગી વ ખુદ પરસ્તી
જે બાદે ઇશ્કે આશક તાઝગી યાફ્ત
જે ઝેકરે ઉ બુલન્દ આવાઝગી યાફ્ત
અગર મજનુન ને મય ઝીન જામ ખુરદી
કે ઉરા દર દો આલમ નામ બોરદી
હુઝારાન આકેલ વ ફરઝાને રફ્તન્દ
વલી અઝ આશકી બીગાંને રફ્તન્દ
ને નામી માન્દ ઝીશાન ને નેશાની
ને દર દસ્તે ઝમાને દાસ્તાની
બસા મોરગાંને ખુશ પયકર કે હસ્તન્દ
કે ખલક અઝ ઝેકરે ઇશાન લબ બસ્તન્દ
ચુ એહલે દેલ જે ઇશ્ક અફસાંને ગુઇઅન્દ
હદીસે બુલબુલ વ પરવાને ગુઇઅન્દ
બગેતી ગરચે સદ કાર અઝમાઇ
હમીન ઇશ્કત દેહદ અઝ ખુદ રેહાઇ
મતાબ અઝ ઇશ્ક રૂ ગરચે મેજાઝીસ્ત
કે આન એહરે હકીકત કાર સાઝીસ્ત

(ખુદાની) મોહબતનો ગુલામ બન કે જેથી તું છુટાપણુંજ પામશે, તેનો (મહોબતનો) ગમ છાતીમાં ભર કે જેથી તું ખુશજ થશે. મોહબતનો દારૂ તને ગરમી આપી ખુદાની યાદમાં ચકચુર બનાવે છે. તે વિના દિલ જામી જાય છે,

અને અભિમાન અહંકાર દિલમાં ઉત્તપન થઈ માણસ પોતાનેજ પુંજે છે: ખુદાની મહોબતના દારૂથી દિલ તાજું થાય છે, તેની યાદથી નામદારી મેળવાય છે. મજનુન જો એ મહોબતની જામમાંનો દારૂ પીતે નહીં, તો બંન્ને દુન્યામાં કોણ તેનું નામ યાદ કરતે? હજારો વિદ્વાનો અને અકકલની શોધમાં ફરનારાંઓ અહીંથી ગયાં તેઓ ખુદાની મહોબત વગર પોતાને કે ખુદાને પીછાણ્યા વિનાજ ગયાં, તેઓનું નામ કે નિશાન રહ્યાં નહીં, તેમને માટે કોઇ કશું બોલતું કે જાણતું નથી. ઘણાં રંગબેરંગી સુશોભિત પક્ષિઓનું ગાણું જે ખુદાનું કિર્તન છે, તેથી લોકો દંગ થાય છે. જ્યારે ખુદાને પીછાણનારાંઓ ખુદાની મોહબતની વાત કહે છે ત્યારે બુલબુલ અને પતંગ્યાંની મહોબતની અને ફીદાગીરીની વાત કહે છે. આ દુન્યામાં દરેક રીતની અજમાએસ કરી જોય તોપણ (ખુદાની) મહોબતજ સ્વાર્થથી તને છોડવશે. મહોબત જે આ દુન્યા તરફની તોપણ સાચ્ચી હોય તેથી મોંહ ફેરવ ના, કારણ કે આખરે ખુદાની મહોબત શીખવી, તે તને ખુદા તરફ પહોંચાડશે.

(ઝલીખા, સ્વપ્નામાં યુસફની ખુબસુરતી જોઇ બોલે છે.)

**કદતરા ગુલબને બોસ્તાંને જાન સાખ્ત**
**લબતરા માયે કુતે રવાંન સાખ્ત**
**ઝ રૂયે દેલફરૂઝત શમએ અફરૂખ્ત**
**કે ચુન પરવાંને મોર્ગે જાને મન સુખ્ત**

તારૂં શરિર જાનને માટે બાગ જેવું બનાવ્યું, તારા હોટો આત્મા માટે ખોરાક મેળવનાર બનાવ્યા, તારા રોશન ચેહરામાંથી મીનબતી સળગાવી જેમાં બળી પતંગ્યાં માફક મારા જાનનું પક્ષિ ફીદા થયું.

**દરખશાન ગોહરી કાનત કુદામસ્ત**
**ગેરાંમી શાહી અયવાંનત કુદામસ્ત**

ઓ ચળકતાં જહવેર! તારી ખાન ક્યાં છે? પ્યારા બાદશાહ! તારો મેહલ ક્યાં છે?

**ચુ દીદારે તો બીનમ નીસ્ત ગરદમ**
**બસાતે હસ્તીએ ખુદ દરનવરદમ**
**કુનમ સરે રશ્તે પેન્દારે ખુદ ગુમ**
**શવમ અઝ બીખુદી દર કારે ખુદ ગુમ**
**મરા દીગર બજાયે ખુદ ને બીની**
**ચુ જાન આઇ બજાને મન નશીની**
**તોઇ અઝ હરદો આલમ આરઝુઇમ**
**તોરા ચુન યાફતમ અઝ ખુદ ચે ગુયમ**
**નેહમ યક સુ ખ્યાલે મા વ મનરા**
**તોરા યાબમ ચુ જુઇમ ખીશતનરા**

તારાં દીદાર (ચહેરો) જોતાંજ હું ફના થાઉં છું એટલે પોતાને ભુલી જાઉં છું, પોતાની હસ્તીનો સફો બંધ કરૂં છું, પોતાના વિચાર તરફ લઈ જનારી દોરીનો છેડો ગુમાવી દેઉં છું, પોતાને ભુલી જઇ ખોટા સ્વાર્થ તરફ ઢલતી નથી; તું મને ફરીથી પોતાની સુદ્ધીમાં આવેલી જોશે નહીં; મારો જાન થઇને આવ અને મારી જાન (પ્રિય) થા, બંન્ને દુન્યામાં તુંજ મારી મુરાદ છે, તું મળે એટલે 'હું' માટે બોલવાની જગ્યાજ નથી. હું અને મારૂંનો ખ્યાલ હું પોતામાંથી કાઢી નાખું છું કે પોતાને શોધવા જતાં તારોજ મેળાપ થાય છે. (જો કે ઝલીખાના મોંહમાં આ શબ્દો મુકયા છે, પણ ખરેખર તો આત્માનો, પોતાના પેદા કરનાર માટે પડઘા માત્ર છે.)

(યુસફની ખુબસુરતી વિષે.)

**બર અઓજે નીકુઇ તાબન્દે માહી**
**બ મુલ્કે દીલબરી ફરખુન્દે શાહી**

**ન દીદે બાહુઝારાન દીદે અફલાક**
**ચુ ઉ નકશી બ સુરતખાંને ખાક**

ભલાઇનાં આકાશપર તે પ્રકાશતો ચંદ્ર હતો, દિલો જીતનાર પ્રેમના મુલકનો તે મુબારક પાદશાહ હતો; આસમાને પોતાની હજારો આંખો વડે ખાકમાંથી બનેલું કોઇપણ પુતળું તેના જેવું સુંદર જોયું હતું નહીં.

(જે કુવામાં યુસફને તેના ભાઇઓએ નાંખી દીધો તેનું વર્ણન.)

**ચેહી ચુન ધુરે ઝાલમ તન્ગ વ તીરેહ**
**અઝ તારીકીશ ચશમે અકલ ખયરેહ**
**લબે ઉ ચુન દેહાંને અઝદેહાઈ**
**પય કુત અઝ બીરૂન મરદુમ રેબાઇ**
**દરૂનશ ચુન દરૂને મરદુમ આઝાર**
**બરાએ મરદુમ આઝારી પુર અઝ માર**

તે કુવો ઘોર જેવો સાંકડો અને અંધારો હતો; તેનો અંધકાર દુન્યાના લોકને અજાયબીમાં નાંખતો હતો; તે કુવાનું મહોડું અજદાહના મોહડાં જેવું હતું; બહારથી તે પોતાના ખોરાક માટે માણસોનો ભોગ લેતો; તેનું અંદરખાનુ માણસને દુઃખ દેનાર જુલમગારનાં દિલ જેવું હતું, અને માણસોને દુખી કરવાને સાંપોથી તમામ ભરેલું હતું.

(વનજાર સાથ મુસાફરી કરતો મીસર પહોંચી અંગ સાફ કરવા યુસફ નદીમાં તરતો નાહે છે.)

**બદરીઆ પા નેહાદ અઝ સુયે સાહેલ**
**ચુ મેહ દર બુર્જે આબી કર્દ મનજલ**
**તનશ દર આબ ચુન અરીઆન દર આમદ**
**બે તન આબે રવાનરા જાન દર આમદ**
**કોશાદ અઝ હમ મસલસલ ઘીસુઆનરા**
**બ પા ઝનજીર બસ્ત આબે રવાનરા**

કિનારાપરથી તે નદીમાં ઉતર્યો; આકાશમાં ચંદ્ર માર્ગ કાપે તેમ તે નદીમાં તરતો હતો. જ્યારે તેનું શરિર નાગું પાણીમાં આવ્યું ત્યારે તેનાં શરિરથી, ચાલતાં પાણીમાં જીવ આવ્યો. માથાંપરના વાળના ગુલ્લછાઓ ખુલ્લા કર્યાં અને ચાલતાં પાણીને પોતાના પગો વડે સાંકળથી સીકડે તેમ બાંધી લીધું.

(એક સોદાગરની બેટી યુસફની ખુબસુરતી જોઈ બેભાન થઇ જાય છે અને પછી ખરૂં ભાન મેળવે છે.)

**નેખોસ્ત અઝ દીદને ઉ બીખુદ ઓફ્તાદ**
**ઝે ઝઓકે બીખુદી ગશ્ત અઝ ખુદ આઝાદ**

**વ ઝાન પસ બીહુશી હુશીઆરી આવોર્દ**
**ઝે ખાબે ગફ્લતશ બીદારી આવોર્દ**

પ્રથમ તેને જોતાંજ તેણે ભાન ખોઈ દીધું અને પોતાનું ભાન (હું પણું) ખોઇ ખરૂં ભાન મેળવ્યું;

બેભાનપણાં પછી તે પાછી હુસ્યાર થઇ, ભુલભાલની નિદ્રા પછી તે જાગૃત થઇ. (જે અસલનો પડછાયો માત્ર યુસફ હતો તે અસલ એટલે ખુદાને પીછાણતાં શીખી.)

(તે જવાન સ્ત્રી યુસફને પુછે છે તને કોણે આવો અત્યંત રૂપાલો બનાવ્યો ? ત્યારે યુસફ નીચે પ્રમાણે જવાબ દએ છે.)

**ફ્લક યક નુક્તે અઝ કલ્કે કમાલશ**
**જેહાંન યક ગુન્ચે અઝ બાગે જમાલશ**
**ઝે નુરે હેકમતશ ખુરશીદ તાબી**
**ઝે બેહરે કુદરતશ ગરદુન હુબાબી**
**જમાલી બુદ પાક અઝ તોહમતે અએબ**
**નેહોફ્તે દર હુજાબે પરદે ગએબ**

તમામ આસમાન તેની (ખુદાની) કામેલ કલમે મુકેલું ઝીણામાં ઝીણું ટીપકું કે મીડું છે; જેહાંન તેની ખુબસુરતીના

બાગમાંની એક કળી માત્ર છે: તેની હીકમતના પ્રકાશથી સૂર્ય પ્રકાશતો થયો; તેની કુદરતને માટે આસ્માન પદડો બન્યું; તે ખુબસુરતી જરાકપણ ખાંમી કે ખાંમીના શક વગરની પદડા પાછળ છુપીજ રહી છે.

**બ ચશ્મે તીઝ બીનત હરચે નીકુસ્ત**
**ચુ નીકુ બેનેગરી અક્સે રૂખે ઉસ્ત**
**ચુ દીદી અક્સ સુયે અસલ બેશેતાબ**
**કે પીશે અસલ ન બુવદ અક્સરા તાબ**
**માઝાલ્લા કે અસલ અર દુર માની**
**ચુ અક્સ આખેર શવદ બીનુર માની**
**ન બાશદ અક્સરા ચન્દાન બકાઈ**
**ન દારદ રંગે ગુલ ચન્દાન વફાઇ**
**બકા ખાહી બ રૂએ અસલ બેનેગર**
**વફા જુઇ બ સુએ અસલ બેનેગર**
**ગમે ચીઝી રગે જાનરા ખરાશદ**
**કે ગાહી બાશદ વ ગાહી નબાશદ**

તારી તિક્ષણ નજરથી (પોતે નેક બનીને) જોશે તો જે સઘળું સારૂં છે તે તેનાજ (ખુદાના) ચેહરાનો પછડાયો છે; જ્યારે તેં પડછાયો જોયો તો હવે જેનો તે પડછાયો છે (જે અસલ છે) તે તરફ ઉતાવળથી જા, અસલ આગળ પડછાયામાં કાંઇ વજુદ નથી. જો તું અસલથી દૂર રહેશે તો પડછાયો જતો રહેતાંજ જે રોશનીથી તે પડયો હતો તે રોશની જોયા વગર રહી જશે. પડછાયામાં જાવેદાનપણું નથી. ફુલનો રંગ હમેશ રહેતો નથી; હમેશગીની જીંદગી માંગતી હોય તો અસલ (ખુદા) તરફ જોઇ તેને પીછાણ; આ દુન્યાની ચીજોનો લોભ માત્ર દિલનો ગમ અને દુ:ખ છે, કોઇવાર મળે અને કોઇવાર નહીં.

બસર શોદ ઉમર દર સુરત પરસ્તી
દમી ઝે અન્દીશે સુરત નરસ્તી
બહુરદમ હોસ્ને સુરતરા ઝવાલસ્ત
એ હાલી હર ઝમાન ગરદાન બ હાલસ્ત
નશીમન બરતર અઝ કુનો મકાન ગીર
ફરાઝ કાખે માએની આશીઆંન ગીર
બુવદ માએની યકી સુરત હઝારાન
મજુ જમઇઅત અઝ સુરત શોમારાન
પરીશાની બુવદ હર જા શુમારસ્ત
વઝ આન રૂ દર યકી કરદન હસારસ્ત

બુતપરસ્તી એટલે મૂર્ત્તિપુજામાં તમામ ઉમર પૂરી થઇ, બુતનો (ક્ષણ ભંગુર દુન્યાનો) ખ્યાલ એક પળ પણ મનમાંથી ગયો નહીં; દેખીતી પેદા થયલી દુન્યાની સુંદરતા હમેશ ટકી રહેતી નથી, વખતેવખત તે બદલાતી રહે છે. ઉચાં આકાશપરનાં બુલંદ બહેસ્તથી પણ વધારે સરસ જગ્યા તું લે. આ દુન્યાની ચોપડીમાંથી ખરો અર્થ ઉઠાડી ખુદાને પીછાણતાં શીખવું તે સર્વથી ચઢતું બહેસ્ત છે, તેમાં તું જગ્યા લે. હજારો જુદા જુદા દેખાવો છે પણ તેનો અર્થ એકજ (ખુદા) છે. દુન્યાના માત્ર દેખાવોપર મોહી પડી તેને પુજનારાઓથી તું અકકલની આશા રાખ ના; જે પણ આ ભૂતો (ખોટા દેખાવો) પાછળ દોડશે તે નાસીપાસી અને પરીશાની પામશે; એ ભૂતો (દુન્યાદારી ખ્યાલો) તરફથી મોંહ ફેરવી એક (ખુદા) તરફજ નજર રાખનાર, એક કિલ્લામાં હોય તેમ સલામત છે.

(તે પછી પેલી જવાન સ્ત્રી નદી કાંઠે બંદગીનું મકાન બનાવી પોતાનું સર્વ ખેરાત કરી દઈ ખુદાની બંદગીમાંજ આખી જીંદગી પૂરી કરે છે.)

**અગર નકાશે ચીન અઝ આરઝુઇઅત**
**કશદ દર બુતકદેહ નકશી ઝે રૂઇઅત**
**બુતાન ચકસર બે બુયત ઝનદેહ ગરદન્દ**
**રૂખત બીનન્દ વ અઝ જાન બન્દે ગરદન્દ**
**બ કુહ અર રૂખ નમાઇ આશકારા**
**નેહી ઇશ્ક નેહાન દર સન્ગે ખારા**
**ચુ બેખરામી બ બાગ અઝ અરવેકારી**
**દરખ્તે ખુશ્કરા દર જુમબેશ આરી**
**બ સહરા આહુઆનત ગર બેબીનન્દ**
**બમેઝગાન અઝ રેહત ખાશાક ચીનન્દ**
**ચુ અફ્સુન ખાંની અઝ લાલે શકરખાહ**
**રસદ મોર્ગ અઝ હવા માહી ઝે દરીઆ**

(ઝલીખા કેવી ખુબસુરત છે તે, તેણીને દાસી કહે છે.)

અગરજો ચીનનો પુતલાં બનાવનાર તને પસંદ કરીને તારી મુર્ત્તિ બનાવી બુતખાનામાં (દેવળમાં) મૂકે તો પુતળાંઓ તારા મીઠા દમથી જીવતાં બને, તારો ચેહરો જોય અને દિલોજાનીથી તારા ગુલામ બને; પહાડને તું તારો ચેહરો દેખાડે તો પથ્થરમાં તારે માટે પ્રેમ આવે, જો બાગમાં લટાર મારવાને તું જાય તો સુકાઇ ગયલું ઝાડ પણ તાજું બની હીલવા માંડે. જો જંગલમાં હરણો તને જોય તો તારા માર્ગમાંના કાંટાઓ પોતાની આંખોની પાંપણોથી દૂર કરે, જ્યારે શાકર જેવા તારા હોટો અને જીભથી તું મંત્ર ભણે ત્યારે દરીઆમાંની માછલીઓ અને હવામાંનાં પક્ષિઓ તારી આગળ આવે.

( પ્રિતથી દીવાની જેવી બનેલી ઝલીખાને તેની દાસી સબુરી રાખવા કહે છે. )

**બેહ આન બાશદ કે દર દામન કશી પાઈ**
**મેશાલે કુહ બાશી પાઈ બર જાઈ**

**સબુરી માયે ફીરૂઝી આમદ**
**કવીતર પા એ બેહરૂઝી આમદ**
**સબુરી મીવે ઉમીદત આરદ**
**સબુરી દઉલતે જાવીદત આરદ**
**બ સબર અન્દર સદફ બારાન શવદ દોર**
**બ સબર અઝ લાલ વ ગોહર કાન શવદ પુર**
**બ સબર અઝ દાને આયદ ખુશે બીરૂન**
**ઝે ખુશે રહેરવાનરા તોશેહ બીરૂન**
**બ સબર અન્દર રહમ યક કતરે આબ**
**શવદ નેહ માહારા માહા જેહાનતાબ**

સારૂં તો આ છે કે એકાંતમાં બેસી પહાડ માફક સ્થિર રહેવું.

સબુરી ફત્તેહને લાવે છે, તે જોર આપી સારૂં નસીબ લાવે છે; સબુરી ઉમેદ પાર પાડે છે; સબુરી જાવેદાનની દોલત અપાવે છે; સબુરીથી શીપમાં વરસાદનું ટીપું મોતી બને છે, સબુરીથી ખાન, લાલ અને ગોહરથી ભરપુર થાય છે; સબુરીથી રોપેલા અનાજનો પાક ઉતરે છે, જે પાક આ દુન્યામાંથી પસાર થઇ જનારા મુસાફરોનો ખોરાક બને છે.

સબુરીથી ગર્ભસ્થાનમાં થોડાંક પ્રવાહીરૂપી ટીપાંમાંથી નવ મહા પછી પ્રકાશતો માહ (બાળક) બને છે.

(યુસફને ઝલીખાનાં તરફથી બંધીખાને મોકલે છે.)

**ચુ આન દેલ ઝેનદેહ દર ઝેનદાન આમદ**
**બે તન ઝન્દાનીઆનરા જાન દર આમદ**

જ્યારે તેનો મુક્તિ પામેલો જીવ બંધીખાનામાં આવ્યો ત્યારે બંધીવાનોનાં શરિરમાં જીવ આવ્યો.

**દર આન ખાંને ચુ મનઝલ સાખ્ત યુસફ**
**બસાતે બન્દગી અન્દાખ્ત યુસફ**
**રૂખ આવોર્દ આનચનાન કશ બુદ આદત**
**દર આન મનઝલ બ મેહરાબે એબાદત**

ચુ મર્દાન દર મકામે સબર બેનશેસ્ત
બ શોકરે આન કે અઝ કએદ ઝનાન રસ્ત
ન યોફતદ દર જેહાન કસરા બલાઇ
કે નાયદ ઝાન બલા બુયે અતાઇ
અસીરી કઝ બલા બાશદ હેરાસાન
કુનદ બુયે અતા દુશ્વારશ આસાન

બંધીખાનામાં યુસફે મુકામ કર્યો, અને ખુદાની બંદગીમાં ઉભો. બંધીખાનાને હેવળ બનાવી પોતાની હમેશની રીત પ્રમાણે ખુદાનીજ બંદગી તરફ પોતાનું મોંહ રાખ્યું; મરદ બચ્ચાઓને છાજે તેમ સબુરી પકડી તે બેઠો, અને ખુદાનો આભાર માનવા લાગો કે સ્ત્રીઓના મક્કરથી ખુદાએ તેને છોડવ્યો:

કોઇને પણ આ દુન્યામાં કાંઇ ખરાબ થતું નથી કે જેમાંથી સારૂં પણ થતું ન હોય:

હેરાન થયલો કદી પણ બંદગીની મદદ વડે પોતાપર ગુજરતી સખ્તી દુર કરી છુટકારો પામે છે.

(યુસફની હાડમારી તથા બંધીખાને પડવામાં પણ ખુદાનો ભેદ હતો--તે સઘળું તેને ખુદાઇ માર્ગ તરફ ખેંચવા માટેજ હતું.)

બલી આનરા કે હઝદ બરગઝીનદ
બ સદરે એઝે માશુકી નશીનદ
રહે અસબાબ બ રૂયશ બેબન્દદ
રહીને દેનોઆનશ કમ પસન્દદ
ન તાબદ બોઝ સુયે ખુદ રૂએ ઉરા
ઝે હર કસ બેગોસલાનદ ખુએ ઉરા
બ દસ્તે ગએર તારાજશ ન ખાહદ
બ ગએર ખીશ મોહતાજશ ન ખાહદ
ન ખાહદ દસ્તે ઉ દર દામને કસ
અસીરે દામે ખીશશ ખાહદ વ બસ

જેને ખુદાતાલા પસંદ કરે છે, તે તેના માનીતા તરીકે ઉંચા દરજ્જાનો બને; જેને ખુદા આવી રીતે પસંદ કરે તેની સામે દુન્યાના માલ અસબાબનો માર્ગ બંધ કરે છે; પોતા સિવાય આનો કે પેલાનો નોકર થાય તે તેને પસંદ નથી. પોતા તરફ સિવાય તેનો ચેહરો કોઇ બીજી તરફ ફરવા દેતો નથી; તમામ દુન્યાદારીના લોભથી તેને દૂર રાખે છે; કોઇ બીજાને હાથે તે તારાજ થાય એમ ઇચ્છતો નથી. પોતા સિવાય કોઇ બીજાનો મોહતાજ થાય એમ માંગતો નથી; હાથ લાંબો કરી કોઇ કને મદદ માંગે તે તેને ગમતું નથી; તે માત્ર તેને પોતાની જાળમાં પકડાએલો જોવા ઇચ્છે છે.

(અઝીઝે મીસર ગુજરી જાય છે. તેની જગ્યાએ યુસફ એકવારનો ગુલામ. જે બંધીખાંને પડયા હતો તે અઝીઝે મીસર બને છે ત્યારે શાએર આ દુન્યાનાં અસ્થિરપણાં વિષે કહે છે.)

**ફલક કુ દીર મેહર વ ઝુદ કીનસત**
**દરીન હરમાનસરા કારે વય ઇનસ્ત**
**યકીરા બર કશદ ચુન ખુર બર અફલાક**
**યકીરા અફગનદ ચુન સાએ બર ખાક**
**ખુશા આન દાના બ હર કારી વ બારી**
**કે અઝ કારશ ન ગીરદ એઅતબારી**
**ને અઝ એકબાલ ઉ ગરદન ફરાઝદ**
**ને અઝ અરબાર ઉ જાનશ ગોદાઝદ**

આસમાન જે બખશવામાં ધીરૂં છે અને કિનો લેવામાં ઉતાવળું છે, તેથી આ દુન્યામાં તેનું કામ આ પ્રકારનું છે: એકને આસ્માનપર ચઢાવી સૂર્ય બનાવે છે, બીજાને પડછાયા માફક ભોંયે નાંખે છે; જે ડાહ્યો માણસ દરેક પ્રસંગે અને દરેક કામમાં તેનીપર ભરૂસો રાખતો નથી તે ખુશ રહે છે. આસ્માનનું ચક્કર સારૂં નસીબ તેને માટે મોકલે તો મગરૂર બની જઇ ઉંચી ડોક રાખતો નથી, કે તેની ઉપર તેને રૂઠેલું જોઇ પોતાના જીવને સતાવતો નથી.

(યુસફ આ દુન્યાથી પોતા પાસ બોલાવવાની ખુદા આગળ દુવા માંગે છે.)

**દેલમ ઝીન કેશ્વરે ફાંની ગેરફતસ્ત**
**ઝે તદબીરે જેહાનબાની ગેરફતસ્ત**
**મરા ફારેગ ઝે મન રાહી બખુદ દેહ**
**મેશાલે શાહી મુલ્કે અબ્દ દેહ**
**નેકુ કારાન કે રાહે દીન ગેરફતન્દ**
**બકુરબતે મનઝલે પીશીન ગેરફતન્દ**
**બીરૂન આર અઝ શોમારે ઇનોઆનમ**
**બએઝે કુરબતે ઇશાન રસાનમ**

આ નાશની દુન્યાપરથી મારૂં દિલ ઉઠી ગયું છે, આ આખી દુન્યાનો રાજા પણ થવાની ઇચ્છા તે ધરાવતું નથી; મને પોતાથી છોડવીને તારી તરફજ રસ્તો આપ; તારી બંદગીનો મુલક જે ખરી બાદશાહી જેવો છે, તે મુલકમાં મને બંદો બનાવ; જે ભલાં માણુસોએ ધર્મનો માર્ગ પકડયો તેઓ, સર્વથી ચઢતાં મુકામ તરફ ગયાં આ અને પેલાનો ખ્યાલ મારાં મનમાંથી બહાર કાઢ અને તારી નજદીકીના મોટા મરતબાએ પહોંચાડ.

(યુસફ ગુજરી જાય છે.)

**વદાએ કલ્બે તન્ગ જેહાન કર્દ**
**વતન બર અઓજે કાખે લામકાન કર્દ**

આ દુન્યાની સાંકડી ઝુપડીમાંથી તે વિદાય થયો; સર્વથી ચઢતા આસ્માની મેહલમાં રહેવાસી બન્યો.

(યુસફ ગુજરી જવાથી ઝલીખા આ પ્રમાણે વિલાપ કરે છે.)

**ન ખાહમ બીજમાલશ ઝેનદગીરા**
**બ મુલ્કે ઝેન્દગી પાયન્દગીરા**

**નેહાલે ઉમર બીબર્ગસ્ત બી ઉ**
**હયાતે જાવેદાન મર્ગસ્ત બી ઉ**
**બ કાનુને વફા નીકુ ન બાશદ**
**કે મન બાશમ બગીતી ઉ નબાશદ**

તેની ખુબસુરતી જોયા વગરની જીંદગી મને પસંદ નથી; એવી પ્રકારની જીંદગી હું ચાલુ જીવ્યાજ કરૂં એમ ઇચ્છીશ નહીં. જીંદગીનું ઝાડ તેના વગર પાંદડાં વગરનું છે; જાવેદાનની જીંદગી તેના વગર જાવેદાનનું મોત છે. વફાદારીના કાયદાથી જોતાં હું દુન્યામાં રહું અને તે ન હોય તે ઠીક નથીજ; હું આ દુન્યામાં રહું અને તે ન રહે એમ ચાલી શકે નહીં.

**બલી હરકસ ઝે ગમ દારદ દેલ તન્ગ**
**શબોરૂઝશ નમાયદ હર દો યક રન્ગ**

(શાએર કહે છે.) જેનું દિલ ગમથી ઠીસોઠાસ ભરાઈ ગયું હોય તેને રાત અને દહાડો એક સરખાંજ લાગે છે.

**ફરૂ રફ્તી તો હમચુન આબ દર ખાક**
**બીરૂન માનદેહ મન ચુન ખારોખાશાક**
**તો ઝીરે ગુલ ચુ બીખે ગુલ નેહોફ્તે**
**બબાલા મન ચુન શાખે ગુલ શેગોફ્તે**
**તો ઝીરે ખાક મનઝલ કરદે ચુન ગન્જ**
**બ રૂએ ખાક મન અશ્ક ગોહર સન્જ**

તું જમીનની નીચે પાણી માફક ગયો, ઘાસ અને કાંટા માફક હું બહારજ છું, તું ફુલની નીચે તેનાં બી માફક છુપાયો, હું ઉપરજ પાંદડાં માફક છું; ખજાના માફક તું જમીનની નીચે દટાયો, હું જમીનપર મોતી સરખાં આંસુ વરસાવું છું.

**બ ચશ્માને ખુદ અંગોશ્તાન દર આવોર્દ**
**હા નરગેસરા ઝે નરગેસદાન બર આવોર્દ**
**બ ખાકે વય ફ્રગનદ અઝ કાસે સર**
**કે નરગેસ કાશ્તન દર ખાક ખુશતર**
**ચુ બાશદ અઝ ગુલરૂઇઅત જુદા ચશમ**
**ચે કાર આયદ દર ઇન બોસ્તાનસરા ચશમ**

પોતાની આંખમાં આંગળાં ઘાલી, નરગેસનાં ફુલ જેવી બે આંખો ફુલનાં કુંડાંમાંથી—માથાંનાં કાંસીઆ (ખોપરી) માંથી—કાઢી ખાકમાં નાંખી કહ્યું, મટ્ટીમાં નરગેસ ઉગાડવાનું વધારે ખુશ લાગે. જ્યારે તારા ફુલ જેવા ચેહરાથી (મારી) આંખો જુદી પડી તો આ (દુન્યાના) બાગમાં હવે શું કામ લાગવાની ?

**બ ખાકશ રૂયે ખુન આલુદે બેનેહાદ**
**બ મેસકીની ઝમીન બુસીદ વ જાન દાદ**

પોતાનું લોહી લોહવાન થએલું માથું યુસફનાં શબ આગળ નાખ્યું અને જમીનને આજેજીથી બોસો દઇ પ્રાણ મુકયો.

**ઝે ગેર્દ ફરકતશ રૂખ પાક કર્દન્દ**
**બજન્બે યુસફ દર ખાક કર્દન્દ**
**નદીદ હરગેઝ ઇન દઉલત કસ અઝ મર્ગ**
**કે યાબદ સોહબતે જાનાન પસ અઝ મર્ગ**

તેનો ચેહરો સાફ કરી યુસફની પાસેજ એક ઘોરમાં દફનાવી. મોત પછી પણ પોતાનાં વહાલાંની સાથેજ (હમેશગીની જીંદગીમાં) રહેવાનું કોઇકનાંજ નસીબમાં હોય.

———:o:———

